# श्री पातंजल योगसूत्रनो आशय.

રચી પ્રસિદ્ધ કરનાર

**કવિ ઈન્દ્રાનંદ લલિતાનંદ પંડિત.**

રીટાયર્ડ કસ્ટમ પેનશનર

નાગરફળીયા—સુરત.

સંવત ૧૯૭૯

**મૂલ્ય રૂા. ૧—૦—૦**

# श्री योगसूत्रनो आशय.



રચી પ્રસિદ્ધ કરનાર

કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત

રીટાયર્ડ કસ્ટમ પેનસનર

નાગરફળીયા— સુરત.







સંવત ૧૯૭૯]  પ્રથમ આવૃતિ.  [સને ૧૯૨૩



મૂલ્ય રૂા. ૧—૦—૦

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

૧ ગ્રંથકર્તા પાસેથી નાગરફળીયા—સુરત.

૧ વિશ્વજ્યોતિ કાર્યાલય અડાજણ-સુરત.
તથા
સુરત બ્રાંચ ભાગાતળાવ રોડ-સુરત.

૩ અમદાવાદ મુંબઇ વીગેરેના જાણીતા બુકશેલરો.

**સુરત** ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.



कवि. पंडित. इन्दीरानंद ललितानंद.

मुंबई कस्टमऑफिसना माजीडीपोटी एकाउटन्ट.

(व. सुरत.)

ॐ

# श्री योगसूत्रनो आशय.

## પ્રસ્તાવના.

આ જગત સુખદુ:ખાત્મક અને જડ ચેતનાત્મક આદિ ખીચડીયું છે. ઘડીમાં સુખ, ઘડીમાં દુ:ખ. ઘડીમાં હસે અને ઘડીમાં રડે. ઇચ્છે છે સુખને ઐશ્વર્ય. અને આવે છે અણુચિંત્યુ દુ:ખ અને દ્રારિદ્રય. પ્લેગ થવાની કોઇ ઇચ્છા રાખતું નથી. છતાં પ્લેગ થાયછે અને આગ લાગેછે. દુ:ખી અને દરિદ્રી માણુસ જાણે છે કે મને કંઇ મળવાનું નથી તેને એકાદ સોરટીમાં કે કોઇ બીજી રીતે દ્રવ્ય મળી સુખ અને વૈભવ પ્રાપ્ત થાયછે. તેથી કરીને યોગી એમ જાણે છે કે આ બધી ગરબડ સરબડ ગુણત્રયની છે. તેથી તે સુખ કે દુ:ખ, ઐશ્વર્ય કે દ્રારિદ્રય એ સર્વને વિષે બેદરકાર રહે છે. "ખાતાં ખાંડ અને ચાલતા રેત" એનો અર્થ એ છે કે ખાંડ ખાતી વેળા ફાકો મારીએ તો ગળ્યું લાગે પણ ચાવીએ ત્યારે અંદરથી રેતી નીકળે. જેવી રીતે ખાંડનું કોટીંગ કરેલી ક્વીનાઇનની ગોળી ગળી ગયા તો ગળી લાગે અને ચાવીએ તો કડવી ઝેર લાગે તેવું આ જગત છે. તેથી કરીને દુ:ખ કેવી રીતે નિવૃત થાય તેનો માર્ગ લોક કલ્યાણુ અર્થે આ યોગશાસ્ત્ર રચીને મુનિ શાર્દૂલ પાતંજલિએ દર્શાવ્યો છે. આ શાસ્ત્ર કંઇ જાદુગરનો કોથળો નથી કે "દેખ દેખ ચમડા કા સાપ બનાતા હું" "ઓર માણુસ કા ખબુતર બનાતા હું" અથવા તો સુડા બહોતેરીની વાત નોવેલ કે અરેબિયન નાઇટસની વાતો જેવું નથી પણ વિદ્યાભ્યાસની પેઠે સતત અભ્યાસ કરી જાતે અનુભવ મેળવી સર્વ ઐશ્વર્ય અને વૈભવને મેળવવાનું સામર્થ્ય પ્રાપ્ત થયા છતાં તેને લાત મારી ઇશ્વરનો સાક્ષાત્કાર અનુભવી સર્વત્ર વિજય સંપન્ન થઇ સર્વ શક્તિ સ્વરૂપ મેળવી સર્વ બંધનથી છૂટી જવું એ આ શાસ્ત્રનું ફળ છે.

અભ્યાસ કરનારને જ્યારે નીચે મુજબ અનુભવ થાય ત્યારે સમજવું કે મને યોગાભ્યાસ અનુકૂળ છે. તેથી મારે તેમાં મંડયાજ રહેવું જોઇએ.

એકાંતમાં બેઠા પછી યોગાસન વાળવું. પછી જ્યારે મન સ્થિર થવા માંડે છે તેમ તેમ બે ભ્રૂની મધ્યે કંઇક કાળો પદાર્થ એકઠો થતો જાય છે. પણ જો મન બીજા વિષયમાં જઇ સહજ ચંચળ થાય તો તે ગાઢો અંધકાર ખસી જાય છે અને શ્વાસોશ્વાસ સ્થિર રહી શકતા નથી. કારણ કે શ્વાસોશ્વાસ અને મન ચક્રવાક અને ચક્રવાકી સમાન સાથે સંકળાયલા છે.

વાદળાં ઘેરાયાં પછી વરસાદની ઝીણી ઝીણી ફુશકી ઉડતી હોય તેવું દેખાય છે. ઇત્યાદિ શ્રુતિમાં વર્ણન કરેલું છે.

તારાના જેવું તેજ આંખ મિંચતા દેખાય ત્યારે જીવનું સ્વરૂપ અભ્યાસીએ જોયું એમ સમજવું.

ચંદ્રની ચંદ્રિકા જેવું અથવા ચંદ્ર સમાન તેજ આંખ મિંચતા જણાય ત્યારે અભ્યાસી ઇશ્વરભાવને પામ્યો એમ સમજવું.

જ્યારે સૂર્ય જેવું તેજ આંખ મિંચતા જણાય ત્યારે અભ્યાસી બ્રહ્મભાવને પામ્યો એમ સમજવું.

મહાત્મા અને દુરાત્મા એની પરિક્ષા એ છે કે જેના મન વાણી અને કર્મ એકજ હોય અને જેનું હૃદય પ્રેમયુક્ત કરૂણામય અને હસતું મુખ અને મીઠી વાણી અપ્રપંચી હોય તેને મહાત્મા કહે છે. જેનું મન જૂદું, કર્મ જૂદાં. અને વાણી જૂદી કૃત્રિમ તથા ઠગાઇ ભરેલું હાસ્ય, કઠોર હૃદય ઈત્યાદી હોય તેને દુરાત્મા કહે છે.

આ શાસ્ત્ર ઇશ્વરમાંથી વેદદ્વારા પ્રકટ થયું છે. તે મુનિવર્ય પાતંજલિએ ટુંકા અને થોડા સૂત્રમાં રચ્યું છે. તેનો આશય મેં યથામતિ રચ્યો છે. મારી આંખે ઘણા વખત થયાં દેખાતું નથી. તેમ વંચાતુ નથી. તેથી આ પુસ્તક રચી સર્વ વિદ્વાનોના ચરણમાં નમ્રતાપૂર્વક હું મૂકું છું. માટે એમાં જે કાંઇ ભૂલ ચૂક હોય તે સુધારી લેવી.

નાગર ફળીયા સુરત. ઇચ્છિરાનંદ લલિતાનંદ પંડિત.



## ॐ मंगलम्

यस्मात जातं जगत् सर्वं, यस्मिन्नेव विलीयते ।
येनेदं धार्यते चैव तस्मिन ज्ञानात्मने नमः ॥ १

જે સર્વ શકિત જ્ઞાન ભંડારમાંથી આ જગત્ ઉત્પન્ન થયું જેની સંહાર શકિત વડે જેમાં લય પામ્યું જે પોતાની પાલન શકિત વડે કરીને આ જગતને ધારણ કરી રહ્યા છે એવા મારા હૃદયની ગુહામાં સાક્ષી રૂપે સંસ્ફુરણ થનાર જ્ઞાન સ્વરૂપ ઇશ્વરને શરણે જઇ હું અનન્ય ભાવે વારંવાર નમન કરૂં છું.

योगेन चितश्च, पदेन वाचां ।
मलं शरीरस्यसु वैद्यकेन ॥
यो पां करोति विदुषो प्रवरं मुनिनां ।
पातंजलिम प्रान्जलि मानस्तोमि ॥ २

હિમગીરીની ફલદ્રુપ તળેટીમાં, ગંગાના નિર્મળ ઝરણુ વહે છે ત્યાં આગળ એક ગુહામાં જે મનનશીલ મુનિવર્યે પરોપકારાર્થે યોગશાસ્ત્ર રચીને ચિત્તના રજસ તમો મલ ધોઇ નાંખી મુકિતનો સાક્ષાત્કાર કરાવ્યો અને વ્યાકરણુશાસ્ત્ર રચીને અશુદ્ધ અને અનર્થકારક વાણીને શુદ્ધ થવા તેના નિયમ રચ્યા તેમજ વૈદ્યકશાસ્ત્ર રચી શરીરના રોગનું અને નિર્બળતાનો નાશ કરી સર્વને સુખનો માર્ગ દર્શાવ્યો એવા અમોને પાવન કરનાર મુનિ શાર્દૂલ પાતંજલિને સવિનય અતિ નમ્રપણે હું સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું.

समाधि निर्धूत मलस्य चेतसो, निवेषीतात्मनि यत सुखं भवेत् ।
न शक्यते वर्णयितूं तदागिरा, स्वयं तमंतकरणेन गृहयते ॥ ३

જે ચિત્તના કલિ કલેશ અને દુઃખ કે જે રજસ તમો મલથી પ્રાપ્ત થાય છે તેને સમાધિવડે જેમણે ધોઇ નાંખી શુદ્ધ અને સ્વચ્છ કર્યુ છે અને જે ચિત્ત આત્મસાક્ષાત્કાર વડે તેમાં લિન થઈ દૂધમાં સાકરની માફક ઓગળી ગયું છે તેના જીવાત્માને જે કાંઇ અનહદ સત્ય આનંદ થાય છે તેનું વર્ણન કરવાને કોઈની વાણી સમર્થ થતી નથી એતો ફકત પોતાનું અંતઃકરણજ અનુભવ લે છે.

अर्धोन्मिलित लोचन स्थिर मना नासाग्र दत्ते क्षणः ।
चंद्रार्कावपिलीनता मुपनयतनिस्पंदभावे स्थितः ॥
ज्योतिरुपमशेष बीज मखिलम् देदिप्यमान परं ।
तत्पं तत्पदमेति वस्तु परमम वाच्यं किमत्राधिकं ॥ ४

શૌચ, સ્નાન, પંચમહાયજ્ઞ કરી અગ્નિને હોમ કરી પર્ણકૂટીમાં આસન ઉપર વિરાજમાન થએલા યોગીના ખોળામાં નિર્ભય થઇ બેઠેલા મોર અને જેની પર્ણકૂટીમાં અને આજુબાજુએ નિભ્રાંત થઇ ફરતાં હરીણુ જ્યાં છે ત્યાં દૃઢ આસનવાળી આખા શરીરે ભષ્મ ચોળેલી અને જટા જેણે બાંધેલી છે એવા યોગી જેના સ્મિત વદનની પ્રભાએ બાર યોજન સુધી સ્વાભાવિક વૈરને નાશ કર્યો છે અને વાઘ બકરી તથા સર્પ નોળીયો મિત્રભાવ રાખી પરસ્પર રમે છે. ત્યાં અર્ધી આંખ મીચેલી અને નાશિકાના અગ્રભાગ ઉપર દ્રષ્ટિ અને મન સ્થિર કરેલું છે અને ઇડા પીંગલા નડી કુંભક કરી લય પમાડી છે અને સુષુમ્ણામાર્ગે જેના પ્રાણે પ્રવેશ કર્યો છે. અને લાકડાના ઠુંઠા જેવા હલન ચલન વગરના થઇ રહ્યા છે અને ચિદ્રુપ બ્રહ્મભાવને પામ્યા છે. અને જ્યાં ત્યાં પ્રકાશ અને જ્ઞાનજ્યોતિ છવાઇ રહ્યાં છે. અને આ જગતના બીજરૂપ જે પ્રકૃત્તિના સર્વ પદાર્થો જેણે જાણ્યા છે. એવા તેજ પુંજ યોગીના હું, હું, ભાવ મટી તત પદને પામ્યા છે અને જેમણે જે કંઇ મેળવવાનું છે તે મેળવ્યું છે. તેનું વર્ણન કરવાને વાણીમાં સામર્થ્ય નથી. ત્યારે એ અનુભવગમ્ય વસ્તુને શી રીતે વર્ણી શકાય ?

**स्वेच्छागति क्वचन पादप शैल सिंधू ।**
**भूखंड सूर्य शशिमंडल दत्त द्रष्टि ॥**
**धर्मार्थ काम चरितानी सतां विलोक्य ।**
**खँ खेचरेश इवयाति बुधाः परत्वम ॥ ५**

પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરનારો કોઇ વખતે ઝાડ ઉપર બેસનારો. કોઇ વખતે પર્વતની ટોચ ઉપર જઇ બેસનારો. કોઇ વખતે સમુદ્રના મધ્યમાં મોટા ઝાડના ડોલ ઉપર બેસનારો ગરૂડ જે પ્રમાણે કોઇ વિમાનમાં બેસી ઉંચે ઉડે અને ભૂગોળના પૃષ્ઠ ભાગ ઉપર નીચે દૃષ્ટિ ફેંકે અથવા તો સૂર્ય મંડલ અને શશિમંડલ તરફ ઉંચે પોતાની દૃષ્ટિ કરી સર્વ દીશાઓનું નિરિક્ષણ કરતો જાય અને ઉંચે ચડતો જાય તેવા ગરૂડના જેવો યોગી સત્પુરૂષોના ધર્મ, અર્થ, કામ, અને ચરિત્રો નિહાળતો સ્વધર્મ સ્વદેશ અને સજ્જનો ઉપર હું કેવી રીતે ઉપકાર કરી શકું અને તેમને બંધનથી. મુક્ત કરી શકું એવા પરોપકૃતિના વિચાર કરતો કરતો ઉંચ્ચમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે છે.

**॥ ૐ તતસ્ત બ્રહ્માર્પણ મસ્તુ ॥**



ॐ

# શ્રી પાતંજલ યોગસૂત્રનો આશય.

**अथ योगानुशासनम्. ॥ १**

હવે યોગશાસ્ત્રનો પ્રારંભ કરીએ છીએ.

**योगश्चित्तवृत्ति निरोधः ॥ २**

યોગ એટલે મનની ભટકતી વૃત્તિઓને રોકવી તે.

**तदाद्रष्टु स्वरुपेऽवस्थानम. ॥ ३**

ભટકતી વૃત્તિ અટકાવવાથી-રોકવાથી ઇશ્વરમાં ભળી જવાય છે.

રજસ તમો મલથી ડહોળાયલું રેલ આવેલી નદીનું જળ જે બહુ વેગવાન થઇ ધસ્યું ચાલ્યું જાય છે અને જેમાં ઘણા તરંગો ઉછળે છે. તો તેને તળીયે શું છે તે કાંઇ દેખાતું નથી. પણ જ્યારે ઉનાળામાં બપોરે નિર્મળ અને સ્થિર જળ હોય ત્યારે સર્વ વસ્તુ નદીને તળીયે હોય તે જણાય છે. તે પ્રમાણે બ્રહ્મ અથવા ઇશ્વર જે સર્વ વસ્તુનો ખજાનો છે તે બુદ્ધિ સત્વ મલિન હોવાથી ભટકતી વૃત્તિઓ અને વિકલેન્દ્રિય તથા મલિનતા જેમાં છે તેને જણાતા નથી.

**वृत्तिसारुप्यमितरत्र. ॥ ४**

મનોવૃત્તિઓ બહાર ભટકતી રહે છે ત્યારે જેવી વૃત્તિઓ હોય છે તે પ્રમાણે જગતમાં જન્મ આયુષ્ય અને ભોગ મળે છે.

મૂઢ ચિત્તવૃત્તિવાળા એ યોગની કોઇપણ ભૂમિકામાં નથી. એવા રાક્ષસો મલિન, પિશાચ તમોગુણથી આચ્છાદિત નિંદ્રા આલસ્ય પ્રકૃતિવાળા પારકાને દુઃખી કરી તેમાં રાજી થનાર દરિદ્રો એવચની હોય છે. જેવાકે કુંભકર્ણ આદિ.

ક્ષિપ્ત વામીઓના પંચમકાર સેવનારા એટલે દારૂબાજ-રંડીબાજ પારકાને મારી તેનું માંસ ખાનાર, પૈસાના લોભી. સંસાર વિષય સુખની અતિ તૃષ્ણા-વાળા, શિષ્ણોદર પરાયણ પુરૂષો હોય છે. એઓમાં રજોગુણ અને તમોગુણ વિશેષ હોવાથી અતિ પ્રયત્ન સંસારસુખને માટેજ હોય છે. દૃષ્ટાંત તરીકે રાવણ અને દુર્યોધન છે. રાવણ બ્રાહ્મણનો છોકરો છતાં મદ્ય માંસ ખાનાર, દારૂ પીનાર રંડીબાજ સોનાની લાલસાવાળો હતો. દુર્યોધન પણ તેવોજ સમજવો. આવા ચિત્તવાળા માણસને ક્ષિપ્ત ચિત્તવાળા કહે છે.

**વિક્ષિપ્ત** ચિત્તવાળા યોગીનું મરણ થયે તેને મનુષ્યનો જન્મ આવે છે. અને એને સ્થુલ શરીર પ્રાપ્ત થાય છે. રોગ દુઃખ દારિદ્રય, જરા, મરણ, બચપણ, અકાળ મૃત્યુ, વિકળ મન, વિકળ ઈંદ્રિય, ઘડીમાં રડતો અને ઘડીમાં હસતો, એવો જન્મ થાય છે.

**એકાગ્રચિત્ત** ભૂમિકાવાળા યોગીનું અધવચ મૃત્યુ થયે પિતરોનો જન્મ, ચંદ્રલોક અથવા બીજા તારા ગણોમાં થાય છે. તેમના શરીરમાં જળતત્વ વિશેષ હોય છે. લીંગ શરીર ધારણ કરનારા, પવિત્ર, પોતાનો વંશ વધારવાની ઇચ્છાવાળા, વંશજો ઉપર કૃપાદૃષ્ટિ રાખનારા દાનેશ્વરી કન્યાદાન, પૃથ્વિદાન, ગોદાન, નદી, કૂવા બંધાવનારા, અન્નછત્ર બંધાવનારા, ધર્મશાળા બંધાવનારા, લોકહિત કરનારા, અવિદ્વાન, દેશ અને પરોપકારને અર્થે પ્રયત્ન કરનારા હોય છે.

**નિરૂદ્ધ** ચિત્તવાળાને દેવાદિનો જન્મ થાય છે. દેવનું શરીર જેને સ્વર્ગ કહે છે ત્યાં તેનું મુખ્ય સ્થાન છે. જેનામાં સત્વગુણ અતિશય છે તે દેવ થાય છે. આ ગતિ મુખ્યત્વે કરી ચારિત્ર્યવાન વિદ્વાનની થાય છે. આ દેવ શરીરમાં તેજનો ભાગ સૂર્ય અગ્નિ આદિનો વિશેષ હોય છે. તેમને લીંગ શરીર છે પણ જે જે શરીરની ઇચ્છા ધારે તે તે શરીર ધારણ કરવાની અને સર્વત્ર ગમન કરવાની શક્તિ તેમનામાં છે. અને અનંત લોકમાં તેઓ યથેચ્છ સુખ ભોગવે છે. દેવ શરીરમાં અન્ય ચારભૂતોના ભાગ સહેજ હોય છે. સતિ, સ્વદેશાર્થે–પરોપકારાર્થે ધર્માર્થે ધર્મયુદ્ધમાં મરનાર, વગેરેને મરણાંતર એ દેવ શરીર પ્રાપ્ત થાય છે. (રાજ્ય લોભી કે ધનલોભીને યુદ્ધમાં મરણ થયે કાંઇ દેવ શરીર પ્રાપ્ત થતું નથી) તેમાં બાલપણું અને વૃદ્ધપણું, ગર્ભવાસ રોગ. અલ્પ આયુષ્ય, દુઃખ અને દારિદ્રય એવાં કાંઇપિણ કષ્ટ નથી. જન્મે ત્યારથીજ ઘણું કરી બાવીશ વર્ષની ઉમરના હોય તેવાં યુવાન શરીર તેઓનાં હોય છે.

**वृत्तय: पंचतय्यः क्लिष्टाऽक्लिष्टा. ॥ ५**

સર્વ મનોવૃત્તિને પાંચ વિભાગમાં સમાવી મૂકી છે. અને તે ક્લેશવાળી અથવા તો સુખવાળી હોય છે.

**प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतय: ॥ ६**

તેનાં નામ ૧ પ્રમાણુ ૨ વિપર્યય ૩ વિકલ્પ ૪ નિંદ્રા અને પાંચમીનું નામ સ્મૃતિ છે.

**प्रत्यक्षानुमानागमः प्रमाणानि. ॥ ७**

૧ પ્રત્યક્ષ. ૨ અનુમાન. ૩ વેદશાસ્ત્રાદિક ગ્રંથોનું પ્રમાણુ છે. તેથી યથાર્થ સત્ય જ્ઞાન થાય છે.

विपर्ययो मिथ्याज्ञानमतद्रुपप्रतिष्ठम. ॥ ८

વિપર્યય એટલે ભ્રાંતિજન અજ્ઞાન. ખરાના સરખું દેખાય તે. જૂઠું છે. તે ખરૂં દેખાય.

शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्प. ॥ ९

શબ્દમાત્ર બોલાય પણ તેમાં કાંઇ વસ્તુ ન હોય, જેમકે સસલાનાં શીંગડા. વાંઝણીનો છોકરો. વાંઝણીને છોકરો હોય નહિ પણ વાત કરવામાં વાંઝણીનો છોકરો એવું ખોટું બોલાય છે તે જ્ઞાનનું નામ વિકલ્પ વૃત્તિ છે.

अभावप्रत्ययालंबना वृत्तिर्निद्रा. ॥ १०

જડ સરખી સ્થિતિ જે શૂન્ય સરખા તમોગુણાત્મક ભાવને પ્રકટ કરે છે તેનું નામ નિદ્રા.

अनुभूत विषयाऽसंप्रमोष स्मृति. ॥ ११

અનુભવેલા વિષયનું જે યથાર્થ જ્ઞાન છૂપાવી ન રાખતાં જેવું ને તેવું સંસ્કારરૂપે ફરી ઉદય કરી સ્મરણમાં લાવવું તેનું નામ સ્મૃતિ કહે છે.

अभ्यासवैराग्याभ्यां तन्निरोध. ॥ १२

આ પાંચ વૃત્તિનો નિરોધ અભ્યાસ એટલે વારંવાર રટણ કરવું, અને બીજી વસ્તુ ઉપર અભાવ રાખવાથી-એટલે વૈરાગ્ય રાખવાથી થાય છે. અને વૃત્તિઓ રોકવાની શક્તિ આવે છે.

तत्रस्थितौ यत्नोऽभ्यास. ॥ १३

વારંવાર ગોખવું અથવા પ્રયત્નથી રટણ કરવું અને વિચાર કરવો. તેનું નામ અભ્યાસ.

स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमि. ॥ १४

અભ્યાસ અને વૈરાગ્ય લાંબા વખત સુધી હમેશ પાળવો તેથી મન દ્રઢ થાય છે.

दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम. ॥ १५

આંખે જોએલી વસ્તુ અથવા કાને સાંભળેલી વસ્તુ વિષયનું તૃષ્ણા રહીત થવું એટલે તેમાં મોળા પડવું તેનું નામ વૈરાગ્ય છે.

વૈરાગ્ય એ પશુઆદિકમાં જે શકિત નથી તે કરતાં મદોન્મત હાથીના માથા ઉપર જેવી અંકુશરૂપી શક્તિ છે તેવી કામક્રોધાદિક ષડ્રિપુ ઉપર જય મેળવવાને માટે બુદ્ધિની અદ્દભુત શકિત કે જે પશુમાં નથી અને વિદ્યાભ્યાસ કરનારા યોગીના હૃદયમાં ઉદય થાય છે અને એ ષડ્રિપુ નિર્મૂળ થઇને નહિ

સરખા થઈ જઇ ઇશ્વરને ઓળખવાનો અને તેની તરફ જવાનો દેવયાન-માર્ગ ખુલ્લો બનાવી તે ઇશ્વરની સાથે મેળાપ કરાવનાર બુદ્ધિ શક્તિ તેનું નામ વૈરાગ્ય છે.

આ વિષયમાં એક પુરાણીએ વાત કહી તે નીચે પ્રમાણે છે.

બ્રહ્માએ પ્રથમ સાત્વિક સૃષ્ટિ ઉત્પન્ન કરી તે સમયે અંગિરાદિક ઋષિઓ ઉત્પન્ન થયા. તેમને વેદ ભણાવ્યા અને બ્રહ્મજ્ઞાન આપ્યું. તરતજ તે ક્ષણે આ સાત્વિક સૃષ્ટિના લોકોમાંથી સ્ત્રી અને પુરૂષનો ભાવજ જતો રહ્યો. સર્વ બ્રહ્મમય દૃષ્ટિથી જોવા લાગ્યા. અને સંકલ્પસિદ્ધિ પ્રાપ્ત થઇ. કામધેનુ અને કલ્પવૃક્ષ આવીને ઉભાં રહ્યા. અને સુખ, સુખ. આનંદ, આનંદ, અભેદબુદ્ધિ સર્વશક્તિ, સ્વેચ્છાગતિ, અપ્રતિહત બલ, અનંતશક્તિ, અનંતજ્ઞાન, ઇત્યાદિ સર્વ શુભ અને ઉત્તમ ગુણોથી ભરપુર થયા. અને પરમપુરૂષનું જ્યોતિ સ્વરૂપ ધ્યાન ધરવા લાગ્યા. તે સમયે તેમને સમાધિમાંથી જગાડી બ્રહ્મા કહેવા લાગ્યા કે હે પુત્રો ? આ યજ્ઞોપવિત ધારણ કરો. લગ્ન કરો. સદ્વંશને વધારો. મેં તો તમને સૃષ્ટિ ઉત્પન્ન કરવાને ઉત્પન્ન કર્યા છે. તે સમય બધા સ્ત્રી પુરૂષો એકદમ બોલી ઉઠયા કે હે અમારા ઉત્પાદક પિતાનું અભિમાન ધરાવનારા હમારાથી ભિન્ન ભેદ બુદ્ધિવાળા અને સ્વરૂપનું ભાન ભૂલેલા અમને તમો લાગો છો. **सर्वंखल्विदंब्रह्म.** તમે અને અમે દ્રષ્ટા સાક્ષી ચિદ્ જ્યોતિરૂપ છીએ તે તમે કેમ ભૂલી ગયા. બ્રહ્માજી ગભરાયા અને ઉત્તર સુઝયો નહિ તેથી વિષ્ણુ પાસે ગયા. અને કહ્યું કે મેં સાત્વિક સૃષ્ટિ ઉત્પન્ન કરી પણ તેઓ કાંઇ લગ્ન કરી વંશ વધારતા નથી અને મને શીખામણ દે છે. તો હવે મારે શું કરવું ? અને સૃષ્ટિ કેવી રીત વધારવી. ત્યારે વિષ્ણુભગવાને હસીને ઉત્તર આપ્યો કે હે બ્રહ્મા? આ સૃષ્ટિ તમે સર્વોત્તમ ઉત્પન્ન કરી છે તેનો નાશ કરવો યોગ્ય નથી પણ એક યુક્તિ રચો. રજોગુણ તમોગુણને શરણે જાઓ તે પ્રમાણે બ્રહ્માએ રજોગુણ તમોગુણને કહ્યું કે મને મદદ કરો તેની સાથેજ એ બે ગુણોએ મહા મોહ, લક્ષ્મી, મદિરા, કામ, ક્રોધ, મદ, મત્સર, અભિમાન, અવિદ્યા, વિકલેન્દ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત આદિ અસત્ય, અન્યાય, અધર્મ, ઇત્યાદિ જન્મ મરણ રોગનું સૈન્ય લઇ પેલી સાત્વિક સૃષ્ટિને દમન કરવા માંડયું તેથી કરીને એક એકની સ્ત્રી ઉંચકી લઇ વ્યભિચાર કરવા માંડયો. પૈસા માટે કાપાકાપી, મારામારી છળ કપટ ચાલવા માંડયું. વર્ણશંકર પેદા થવા માંડયા. પહાડ ખોદવા માંડયા. ખાડાઓને પૂરવા માંડયા. અને સમુદ્રને ઉલેચવા પ્રયત્ન કરવા માંડયો. દૈત્યો, રાક્ષસો, પીશાચ. ગાંડ પણ ન કુએ એવા અપવિત્ર દુષ્ટો ઉત્પન્ન થયા અને મનુષ્યત્વમાંથી પશુત્વમાં આવ્યા.

તેની પાછળ ભૂખરૂપી રાક્ષસ પેદા કર્યો. તેણે પોતાના છોકરાને પણ કાપીને ખાવા માંડયા. લક્ષ્મીને માટે દૈત્યો વારૂણીના શીશા હાથમાં લઇ પીને મદોન્મત થઇ ખારખૂન લડાઇ અને વ્યભિચાર કરવા લાગ્યા. હું મોટો દ્રવ્યવાન, હું શોખીન, હું વિલાસી, હું આખી પૃથ્વીનો માલીક, અને સ્વતંત્ર. ઇત્યાદિ બોલી ફુલાવા માંડયા. બીજી પાસથી ટાંકી, પ્રમેહ, ચાંદી, મરણ, વિશ્વાસઘાત, નિંદ્રા, તૃષા, આધિ, વ્યાધિ, ભય, ઉજાગરા, છળ, કપટ, દંભ, કોઈની સ્વતંત્રતા છીનવી લેવી વીગેરે દુર્ગુણો ઉભરાવા લાગ્યા. અને મહાજન, અગ્નિદેવ, પિતરો ઇત્યાદિની સાનિધ્ય આપેલા લગ્નના કોલકરાર તોડી ધણીથી છૂપી રીતે 'ખાય તેનું ખોદે' એવી વ્યભિચારિણી નીતિને ધારણ કરી પાપ થવા લાગ્યા. આ વિશ્વાસઘાતનું પરિણામ શું થશે તે કોઇ લેખવતાં નથી.

આવી રીતે બ્રહ્માએ સાત્વિક સૃષ્ટિ ઉપર પ્રેરેલા રજસ તમોગુણે પોતાનું રાજ્ય સ્થાપી બ્રહ્મભાન ભૂલાવી દુઃખ, દૈન્ય, દારિદ્રય, રોગ, ભય, દુષ્કાળ, અકાલ મરણ ઇત્યાદિ સૃષ્ટિમાં વધારવા લાગ્યા. જવલ્લે કોઇએકજ આ વિષ્ણુએ બતાવેલી રજસ તમોગુણની જાળમાંથી કોઇ મહાત્મા યોગીઓ બચી ગયા. પણ આખી દુનિયામાં તે જાળ વધવા લાગી અને કાયમ રહી.

**तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम. ॥ १६**

તેથી કરીને રજોગુણ અને તમોગુણરૂપી મેલ ધોવાઈ જવાથી શુદ્ધ સત્વમાત્ર બાકી રહે છે. અને તેથી સુખ આનંદ ચૈતન્યમેઘની અનંત ધર્મ ધારા વરસે છે. અને સર્વ ક્લેશકર્મની નિવૃત્તિ થાય છે. અને સંપ્રતજ્ઞાતયોગના સંસ્કારજ માત્ર અવશેષ રહે છે.

એ ગુણત્રયને સમજવા માટે તેના અધુરા અંગ્રેજી શબ્દોમાં સમજાવીએ તો માયાને મેટર (Matter) કહી શકાય. અને મેટરને ગતિમાં મૂકનાર એનરજી (energy) એટલે નિંગુણ બ્રહ્મ કહી શકાય. એનરજી ચૈતન્ય છે. મેટરના ગુણત્રયના **મોલીકયુલ્સ** (molicules)ને એટલે પરમાણુઓને ત્રણ જાતના એલીમેન્ટસ કહી શકાય. એ એલીમેન્ટસમાં ફોરસીસ અને ડીગર કરવાની શક્તિ છે. એક ગુણને સેન્ટ્રી ફ્યુગલ (Centri fugul force) ફોર્સ કહી શકાય, બીજાને સેન્ટ્રી પીટ્લ ફોર્સ કહી શકાય અને ત્રીજાને ડેડ પોઇન્ટ (Dead point) અથવા ઈનરસા કહી શકાય. તેમજ પ્રથ્વિ જલ તેજ વાયુ આકાશ એને આપણામાં પંચતત્વ કહ્યાં છે પણ સ્ટેટસ ઓફ મેટર (States of matter) કહેવાય. જેવા કે સોલીડીટી (Solidity) લીકવીડીટી (liqUidity) ગેસસસ્ટેટ પોરાસીટી (Poracity) લાઇટ અને

હીટ કહી શકાય. આ શબ્દો કાંઇ બરાબર લાગી શકે એમ નથી. પણ ભમી ગયલા ચિત્તના અધકચરી ચડેલી અબાપુ દાળ જેવા નાસ્તિકોને સમજાવવા માટે લખ્યું છે.

**वितर्क विचारानंदास्मिताऽरुपानुगमात् संप्रज्ञात. ॥ १७**

વિતર્ક એટલે સ્થુલ સાક્ષાત્કાર. સ્થુલ વસ્તુનું કારણ જે તન્માત્રાઓ છે તેનું નામ વિચાર. સુક્ષ્મ ઇન્દ્રિયોનો ધ્યાનથી સાક્ષાત્કાર તેનું નામ આનંદ. અંહભાવપણાનો વસ્તુ સાક્ષાત્કાર તેનું નામ અસ્મિતા. અંહકાર વિષયક વૃત્તિ જ્ઞાન તેને અસ્મિતા કહે છે.

આ ચાર વૃત્તિ વિચારના નામ સંપ્રજ્ઞાત યોગ કહેવાય છે.

આ પ્રમાણે જેમ કોઈ શિખાઉ ધનુષ્યકાર પ્રથમ સ્થુલનો વેધ કરતાં શિખે છે. એટલે કે મોટી વસ્તુને વિંધવામાં પ્રવીણતા મેળવ્યા પછી ઝીણી વસ્તુપર લક્ષ્ય સાધે છે અને તેને વિંધવા માંડે છે ત્યારપછી ઉડતા પક્ષીઓને વિંધવામાં પ્રવીણતા મેળવે છે અને છેલ્લીવારે શબ્દવેધી થઇ ધારેલા લક્ષ્યપર અચૂક નિશાન મારે છે તે પ્રમાણે પ્રથમ યોગી સ્થુલવસ્તુમાં વિચાર જોડી તદ્‌વિષયમાં પ્રવીણતા મેળવી ફતેહ પામે છે. અને ધાર્યું કરે છે. તેને વિતર્ક યોગની સંજ્ઞા અપાય છે. એજ પ્રમાણે મન ઇન્દ્રિયો અને અહંકાર એ વિષયમાં વિચાર જોડી શકે અને સાક્ષાત્કાર થાય તેને વિચાર આનંદ અને અસ્મિતા યોગ કહે છે.

**विराम प्रत्ययाभ्यास पूर्वः संस्कार शेषोऽन्य ॥ १८**

વૃત્તિઓનોલય અને સંસ્કાર ધોવઇ જાય તેનું નામ અસંપ્રજ્ઞાત યોગ કહે છે.

**भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम ॥ १९**

સૃષ્ટિનો પ્રલય થાય ત્યાં સુધી જીવન્મુક્ત સ્થિતિમાં રહેવું તેનું નામ જીવન્મુક્તિ છે.

**श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम् ॥ २०**

ઇશ્વરમાં પ્રીતિ પૂર્વક શુદ્ધ ભાવના રહેવી તેનું નામ શ્રદ્ધા. આ શ્રદ્ધા દૃઢ થયા પછી ઇશ્વરના નિયમ રચના, અને શોધમાં વારંવાર પ્રયત્ન કરી દૃઢ થવું એ દૃઢતાથી સ્મરણશક્તિ જોરાવર થાય છે. એટલે પછી તે માણુસ ઇશ્વરને કદાપિ ભુલતો નથી. ઇશ્વરને કદાપિ ન ભુલવાથી તેમાંજ ચિત્ત સ્થિર થઈ રહે અને વિવેકજન્ય જ્ઞાન થઇ સર્વમાં ઇશ્વરછે એનો સંસ્કાર રહેછે. તેથી રજસ તમો મલના સંસ્કાર બળી જાય છે. તેને સંપ્રજ્ઞાત યોગ

કહે છે. તેમાં અધિક સ્થિર થવાથી સર્વમાં ઈશ્વર છે એવો સંસ્કાર પણ રહે નહિ અને એ સંસ્કાર રહિત થાય અને પોતેજ એક અદ્વૈત આત્મા છે એમ જાણી તેમાં લિન થઇ જાય તેથી સર્વ શક્તિ સર્વ રૂપ સર્વ બલ સર્વ વસ્તુનું અધિષ્ઠાન ચૈતન્ય સ્થિતિ થવી તેને અસંપ્રજ્ઞાત યોગ કહેછે.

**तीव्र संवेगानामासन्नः ॥ २१**

અતિઉત્કટ એટલે અતિ જોરાવર. અતિવેગવાળી પ્રબળ ઇચ્છા રાખે છે તેને વહેલો લાભ થાય છે.

**मृदुमध्याधिमात्रत्वात ततोऽपि विशेष ॥ २२**

. મંદ–થોડો થોડો અને અતિ વેગવાન પ્રયત્નથી વધતું ઓછું ફળ થાય છે. એટલે જેવો પ્રયત્ન હોય છે તેવું ફળ મળે છે.

**इश्वर प्रणिधानाद्वा ॥ २३**

અંહકારરહિત થઇ મન કર્મ વાણી આદિ સર્વ ઇશ્વરને સમર્પણ કરવું તેથી પણ અંસપ્રજ્ઞાત યોગ સ્થિતિ પ્રાપ્ત થાય છે. જે પ્રમાણે કોઇ કમાન મહાસાગરમાં સાઇક્લુન થવાથી એટલે વાયુનું તોફાન થવાથી પોતાના સર્વ પ્રયત્નો નિષ્ફળ થઇ વહાણ ડુબી જશે એવી ધાસ્તીથી સુકાન અને સઢ છોડી દઈ હાથ જોડી ઇશ્વરને સ્તવે છે કે હવે તારા વગર અમને કોઇ બચાવનાર નથી. તારે ગમે તો તાર કે માર તે પ્રમાણે આ સંસારમાં વિકલેન્દ્રિય નિષ્ફળ થએલો અને પંચક્લેશમાં રીબાતો જીવ સર્વસ્વ ઇશ્વરને સપુરત કરી તેને અનન્ય ભાવે શરણ થાય છે તેને ઇશ્વરપ્રણિધાન કહે છે.

**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरूष विशेष ईश्वर ॥ २३**

ક્લેશકર્મ કર્મનાફળ કર્મના સંસ્કાર ઇશ્વરને વળગી શકતા નથી. જીવ ચૈતન્યમાં સર્વોત્તમ જગ્નનિયામક ચૈતન્ય તે ઇશ્વર છે. અને તે માયાના સ્વામી છે.

**तत्र निरतिशयं सर्वज्ञ बीजम २४**

ઇશ્વરમાં સર્વનાં બીજ છે. કે જેમાંથી સર્વ જ્ઞાન સ્ફુરણ થાય છે. મનુષ્યના મનમાં પદાર્થનું સીમાબદ્ધ સ્વાભાવિક જ્ઞાન છે. પરંતુ અનંતજ્ઞાન નથી માટે અનંત જ્ઞાનના ગુરૂ જે સદાશિવ ઇશ્વર છે તે દ્વારા મનુષ્યને ઋષિપરંપરા બોધ થાય છે. એટલા માટે ગુરૂની આવશ્યકતા છે.

શ્રુતિમાં કહ્યું છે કેઃ—

**ईशान सर्व विद्यानां ब्रह्माधिपति ब्रह्मणोधिपति ब्रह्मा शिवोम्**
**अस्तु सदाशिवोम्. प्रज्ञान ब्रह्म (ऋगवेद)**

અર્થ સર્વ વિદ્યાના શિખવનારા સદાશિવ છે. અનંતજ્ઞાન જેમાં છે તેનું નામ બ્રહ્મ. મનુષ્ય નવ પ્રકારે આંધળો છે. તે આંધળાના ગ્રંથો તેમજ કાયદા અને જ્ઞાન અનંત હોઇ શકતા નથી. હું પૂછું છું કે તમે તમારી સ્ત્રીને જોઇ છે ? કે જેની સાથે રોજ વ્યવહારમાં આવો છો. તો કહો કે તેના માથે કેટલા નિમાળા છે. ? તેની પીઠ ઉપર દરાજ થઈ છે તેમાં કેટલા જંતુ છે. કેટલાં ઇંડા છે. અને તે દરેક ઈંડુ કયારે ઉત્પન્ન થયું. આવી ઝીણી બાબતો તમે જોઈ શકતા નથી તેટલા માટે તમે તમારી સ્ત્રી વિષે કંઇજ જાણતા નથી એમ કહીએ તો ચાલે. માત્ર બહારની ચામડીનો રંગ જુઓછો અને તે પણ બરાબર નહિ. તમે નવ પ્રકારે આંધળા છો તે નીચે મુજબ.

૧ તમારી આંખમાં સુરમો આંજ્યો છે એ કાળો સુરમો તમે જોઇ શકો છો ? ના. એનું કારણ એટલુંજ છે કે તે અતિ નજીકમાં નજીક તમારી પાસે છે.

૨ ક્ષીતિજની પેલી તરફ એક હિંદુસ્તાનનો માણસ અત્યારે ઇંગ્લંડમાં તેનો એક મિત્ર શું કરે છે તે જાણો છો ? ના. એનું કારણ એ છે કે એ ક્ષીતિજની પેલી તરફ બહુ દૂર છે.

૩ માઇક્રોસ્કોપની મદદ વગર એટલે સુક્ષ્મદર્શક યંત્રની મદદ વગર પ્લેગ વીગેરેના ઝીણાં જંતુ કે પરમાણુ તમે જોઈ શકો છો. ? ના. કારણ કે તે બહુ ઝીણા છે.

૪ તમે આખી પૃથ્વિ જોઇ શકોછો ? ના. કારણ કે તે બહુ મોટી છે.

૫ તમે ઉંઘોછો તે વખતે માંકણ તમારૂં લોહી પી ચાલ્યો જાય છે તે કેટલું લોહી પીએ છે તે જાણોછો ? ના. કેમકે તમારી સ્પર્શ ઇન્દ્રિય તે વખત પોતાનું કામ કરતી બંધ પડી છે.

૬ તમારા ઘરની ભીંતની જોડે પડોસીનું ઘર છે તેમાં પડોસી બેઠો બેઠો શું કામ કરે છે તે તમે જોઇ શકોછો ? ના, તેનું કારણ એકે વચ્ચે ભીંતનો પડદો આવ્યો છે.

૭ તમને કોઇએ એક પુસ્તક વાંચવા આપ્યું તે વખત તમારૂં ચિત્ત ઠેકાણે નહોતું કારણ કે કોઇએ તમારા માથા ઉપર એક ડાંગ મારવાથી મગજ ખસી ગયું હતું તેથી વાંચી શકાયું નહિ એ પુસ્તક કયું હતું તે હવે વાંચ્યા વગર જાણી શકો છો ? ના. કેમકે તેમાં શું હતું તે તમને ખબર નથી.

૮ એક માણસ તમને ઠગવા આવ્યો. તેના હૃદયમાં તમને ઠગવાની દાનત છે પણ મ્હોડે મીઠી મીઠી વાત કરી મિત્રાચારીનો ભાવ બતાવી તેણે તમને ઠગ્યા. એનું અંતઃકરણ જાણવાની શક્તિ તમારામાં હત તો તમે ઠગાત નહિ. માટે એ બાબતમાં પણ તમે અંધ છો.

૯ તમે બહુ સારા ચિતારા છો પણ કોઇ શત્રુએ આવી તમારા હાથ ભાંગી નાંખ્યા અને આંગળાં કાપી નાંખ્યા તો પછી તમે ચિત્ર કાઢી શકો છો ? ના. તેમજ તમે આજથી લાખ વર્ષ ઉપરનો ઇતિહાસ જાણતા નથી. તેમ વર્તમાન કાળમાં તમારા ક્ષીતિજની બહાર શું થાયછે તે જાણતા નથી. તેમજ આવતી કાલે શું થશે તેનું ભાવિ જ્ઞાન નથી એટલે તમને સહેજ સાજ કંઇ ઉપલક જ્ઞાન છે, સત્ય નથી.

આ ઉપરથી સિદ્ધ થાયછે કે તમારૂં જ્ઞાન અનંત નથી. અને તમે ગુરૂ થવાને લાયક નથી. તેમજ તમારા રચેલા ગ્રંથો અમે જોયા તેમાં આદિમાં ગ્રંથારંભે ઇશ્વરનું મંગલ નથી તેમ મધ્યમાં ઇશ્વરનું નામ લઇ પ્રણામ કરવારૂપ મંગલ નથી. તેમ અંતમાં ઇશ્વર કૃપાથી તમારો ગ્રંથ પરિપૂર્ણ થયો તે બદલ તેનું નામ પણ નથી તેથી તમારો ગ્રંથ મંગલ રહિત અમં-ગલછે અને તમે કે જેના બનાવનાર છો તે અનિશ્વરવાદી છો તેથીજ તમને ઇશ્વર યાદ આવતો નથી માટે જેમ ઢેડાને અડકી સ્નાન કરીએ તે પ્રમાણે તમારો ગ્રંથ વંચાય તો અમારા મનમાં પણ અનિશ્વરવાદ ભરાય અને તમારા જેવા અમે નાસ્તિક થઇએ અને અમને દરેક કુકર્મ કરવાને માટે માથે અંકુશ ભય પ્રીતિ આશા રહે નહિ માટે તમારૂં સ્નાન કરી શુદ્ધ થઇ સગુણ ઇશ્વ-રનું ભજન કરીએ ત્યારેજ અમારામાં મરણ પછી કર્મ ફળ મળવાની શુભ આશા સદ્‌ગુણ અને સત્કર્મનો બદલો મળશે.

**सएष पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात. ॥ २६**

અનંત સૃષ્ટિમાં સર્વ વિદ્યા સર્વ કાળે સ્ફુરણ કરનાર શિક્ષક ઇશ્વર છે અને કાળે કરીને તે સીમાબધ્ધ નથી.

જ્ઞાન બે પ્રકારનું છે. ૧ સામાન્ય. ૨ વિશેષ. જેવું કે દીવો ઘેર ગયો એટલે હોલવઇ ગયો. ઘેર ગયો તે કોને ઘેર ગયો ? પાછો દીવો પ્રકટ્યો તો આવ્યો ક્યાંથી ? તો તે દીવાનો આકાર જે વિશેષ હતો તે સામાન્યમાં મળી ગયો. જેવી રીતે કે એક વરસાદનું ટીપું સમુદ્રના જળમાં સમઇ જાય અને પાછું તેની વરાળ થઇ વરસાદનું ટીપું બને તે પ્રમાણે સામાન્ય નિરાકાર અગ્નિમાંથી વિશેષ આકારરૂપ અલ્પ અને વ્યક્તિરૂપે દીવો પાછો પ્રકટ થયો તેજ પ્રમાણે

કાંડીના ઘસનાર વગર દીવો થઇ શકતો નથી. અને ચુનાના ગાંગડામાં ભઠ્ઠીનો છુપેલો અગ્નિ સમાએલોછે. તે પર કડીયાએ પાણી રેડયું એટલે તે ચૂનો ખીચડી માફક ઉનો થઇ ખદખદવા લાગ્યો. આ દૃષ્ટાંતમાં પાણી રેડનાર કડીયાની જગ્યાએ અથવા તો કાંડી ઘસનારની જગ્યાએ અનંત જ્ઞાન ધરાવવનાર ઇશ્વર છે. તે ચૈતન્યઆત્મક જ્ઞાનદાતા ગુરૂછે. દીવાને ઠેકાણે મનુષ્યમાં સ્વાભાવિક ચૈતન્ય જ્ઞાન સ્વરૂપેછે પણ તે પરિચ્છિન્ન અને અલ્પ ચૈતન્ય અગ્નિ છે. પણ તેના વિકાસને માટે અવ્યક્ત અનંત કરાવનાર કડીયો એટલે ગુરૂ ઈશ્વરની જરૂર છે. જ્ઞાન સ્વરૂપથીજ જ્ઞાનનો વિકાસ થાય છે. જડ વસ્તુ કંઇ જ્ઞાન પેદા કરી શકતી નથી. ઇશ્વરે આપેલું જ્ઞાન એટલે વેદ તે મંત્ર દૃષ્ટા મહર્ષિઓની પરંપરાએ પેઢી ધર પેઢી ઉતરી આવ્યું છે. ઇશ્વરની કૃપા માટે તેનું યજન કરવું જોઇએ. એટલે અંતરમાં જ્ઞાન સ્ફુરણ થાયછે.

**तस्य वाचकः प्रणवः ॥ २७**

ઇશ્વરનું મુખ્ય નામ ૐ છે. ૐ નામ બોલવાથી ઇશ્વર આવીને ઉભા રહે છે. એવો નામનામીનો સંબંધ છે. જેવી રીતે કે પીતાને બોલાવવા પુત્ર એવો ઉચ્ચાર કરે કે 'બાપા' કે તરતજ બાપ ' ઓ ' કહે છે. તેવો નામનામીનો સંકેત સંબંધ છે.

જો આ સત્ય સંકેત પ્રમાણે બાપ ન આવે તો બાપા સત્યવચન ચૂક્યા અને પાપીછે એમ ઠરી તેવા બાપનું પિતાપણું ભ્રષ્ટ થાય.માટે બાપને બોલાવતાં તે આવેજ એમાં શક નથી. નહિ તો પછી પુત્ર પિતાને લેખવે નહિ. પરંતુ જો પુત્ર પિતાના કરેલા નિયમ તોડી ઉન્મત પાપી નીકળે અને બાપને રોજ ગાળ ભાંડે, કે લેખવે નહિ, કે દેખે ત્યાંથી મારે તો પિતા કંઈ પુત્રનું બોલ્યું સાંભળતો નથી. તેની ઉપેક્ષા કરે છે અને ઘરમાંથી છોકરાને પાપી ગણી તેને કાઢી મૂકે છે. જે પ્રમાણે આખું શહેર બળતું હોય તેના ભડકામાંથી ધૂમાડો, ઝીણા, તનખા, રાખ, પ્રકાશ, અને ઉષ્ણતા નીકળે છે તે પ્રમાણે પંચમહાભૂતો, ગૃહ, નક્ષત્ર, જીવ, વિવિધ આકાર વીગેરે ૐમાંથી નીકળે છે.

સર્વ ભાષામાં તેમજ બાળક પ્રથમ જન્મતાં અ ઉ ઇત્યાદિ સ્વરનો ઉચ્ચાર કરે છે. બાળક પ્રથમ રૂએછે. ત્યારે આ, આ, આ કરે છે. આ, આ, નો અર્થ બે ત્રણ વખત અ છે. તેમજ સર્વ ભાષાઓમાં સ્વર મુખ્યછે, તેમાં પણ A E U મુખ્ય છે. બાળક હસેછે ત્યારે ઈ ઈ ઇ કરેછે. અથવા તો ઉં ઉં ઉં કરેછે. એમાં મીંડુ એટલે અનુનાસિક અને ઉ મળેલા છે, ગુણ ગુણી, ધર્મ ધર્મી, આધાર આધેય, ઇત્યાદિનો ઇશ્વરની સાથે સંબંધ છે.

૧ ન્યૂટન સાહેબે ફળ પૃથ્વિ ઉપર પડ્યું તે ઉપરથી ધારણ આકર્ષણનો નિયમ શોધી કાઢ્યો એવું જગ જાહેર ભણાવે છે પણ તે તદ્દન અમને તો ખોટું લાગે છે. જો સૃષ્ટિ ઉત્પન્ન થયાં પહેલાં ન્યૂટન સાહેબ જનમ્યા હોત તો આ વાત ખરી મનાત. જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન થઇ ત્યારેજ તેની સાથે તેના નિયમ પણ ઉત્પન્ન થયા. ન્યૂટન સાહેબનું એટલું ખરૂં છે કે જ્ઞાન આખી દુનિયામાં પ્રસરેલું હતું તેના પડછાયા કોઈ કોઈ પુસ્તકમાં હશે અને અને તે વાંચવાથી આ માણસની કલ્પના પણ સહાયભૂત થઇ તેથી કરીને જે વખતે પાશ્ચાત્ય લોક નગા રહેતા. દીલે રંગ ચોપડતા અને હાડકાના હથીયાર રાખતા તેવા સમયમાં અજ્ઞાની લોક હોવાથી તેમાં આ જ્ઞાન પ્રકાશિત કર્યું અને તેમના મનમાં ઠસાવ્યું. આર્ય લોકોને તો સંધ્યા આદિકમાં તથા વિવાહને પ્રસંગે ધારણ આકર્ષણના મંત્રો દરરોજ ઉચ્ચાર કરવામાં આવે છે. આ સંબંધમાં પ્રમાણ આ ટુંકા ગ્રંથમાં વિસ્તારભયથી વધારે ન લખતાં સહેજસાજ જણાવીએ છીએ.

૧ ઋગવેદની સંધ્યામાં **आ कृष्णेन रजसा निवेषितम.** ઈત્યાદિ મંત્ર વડે ધારણ આકર્ષણ વડે આ જગત ઈશ્વર સાથે સંબંધ ધરાવે છે એમ કહ્યું છે.

૨ યજુર્વેદની સંધ્યામાં **सदाधार पृथिवद्याम.** ઈત્યાદિ મંત્રો આપી આધાર આધેય સંબંધ બતાવેલો છે.

૩ અથર્વવેદમાં **सत्येस्तनो भिता भूमी: सूर्येणो तभिता द्यौ हु: ऋतेनादित्या तिष्ठं सोमो अधिश्रिता:**

હવે ગુણ ગુણી સંબંધ નીચે પ્રમાણે.

જેનું ધ્યાન. તેનું જ્ઞાન થાય છે, જેનું જ્ઞાન પરિપૂર્ણ થાય તેનો સાક્ષાત્કાર થાય છે. અથવા ફળ સિદ્ધી થાય છે. ગુણીના ગુણ ગાતાં તેનાં ગુણ કર્મ સ્વભાવ આપણામાં દાખલ થાય છે એટલા માટે સંધ્યાની અને પ્રભુના ગુણ ગાઇ પ્રાર્થના યાચના કરવાની સર્વને આવસ્યકતાછે.

**तज्जपस्तदर्थभावनम ॥ २८**

ૐકારનો નિત્ય જપ કરવો અને તેના ગુણ સ્વભાવ કર્મનો વારંવાર વિચાર કરી પ્રીતિ પૂર્વક નમન કરવું.

**तत: प्रत्यकचेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥ २९**

ઇશ્વિર પ્રણિધાનથી અંતરદૃષ્ટિ થઇ એ ફળ થાય છે કે ઇશ્વરની સાથે યોગ થતો અટકાવનારાં વિઘ્નો નાશ પામે છે.

**व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रांतिदर्शनालब्ध भूमीकत्वानवस्थिततत्वानीचित्तविक्षेपास्तेंतराया ॥ ३०**

આ વિઘ્નો ૯ પ્રકારનાં છે. વ્યાધિ, કર્મ કરવાની અશક્તિ અને સાધન રહિતપણું. સંશય યોગ સિદ્ધ થશે કે નહિ તેમાં અવિશ્વાસ. યોગાંગોનું અનુષ્ઠાન ન કરવું. યોગની બેદરકારી તે પ્રમાદ. યોગ કરે કોનાં ભલાં થયાં છે એ તો બધા પેટ ભરવાના ઢોંગ છે એવા એવા કુતર્ક અને અવિશ્વાસ તે યોગ સિદ્ધ થવા દેતા નથી. જડતાથી ચિત્તની અપ્રવૃત્તિ. વિષયોની આશક્તિ અને ઇચ્છા તે અવિરતિ. વસ્તુ એક પ્રકારની છતાં અવળું સુઝે તેનું નામ ભ્રાંતિ દર્શન. સમાધિના સાત ધોરણોમાં અપ્રાપ્તિ એટલે સમાધિ ભૂમીનો અલાભ નિષ્ફળતા તે અલબ્ધ ભૂમિકત્વ. ભૂમિલબ્ધ થયે છતે પણ ચિત્તની અસ્થિરતા તે અનવસ્થિતત્વ.

આ સઘળાં વિઘ્નો કેવળ યોગનો નાશ કરી શકે તેમ નથી પણ દુઃખ ઉત્પન્ન કરનારાં છે.

**दुःखदौर्मनस्याङ्गमेजयत्व श्वासप्रश्वासाविक्षेपसहभुवः ॥ ३१**

દુઃખો ત્રણ પ્રકારથી આવે છે. વ્યાધિજન્ય દુઃખ તે શારિરિક કામ ક્રોધાદિથી ઉત્પન્ન થનારાં દુઃખ તે માનસ. આ બે દુઃખને આધ્યાત્મિક કહે છે.

વ્યાઘ્રાદિથી થએલ દુઃખને આધિ ભૌતિક કહે છે.

ગ્રહાદિકથી થએલ દુઃખને આધિદૈવિક કહે છે.

ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ જ્યારે નથી થતી ત્યારે ચિત્તમાં ચંચળતા આવે છે તેનું નામ દૌર્મનસ્ય.

શરીરનો કંપ થાય છે તેને અંગમેજયત્વ કહે છે.

યોગીનો પ્રાણવાયુ ઇચ્છા ન કીધા છતાં બહારના વાયુનો અંતઃપ્રવેશ કરે છે તે શ્વાસ. આ શ્વાસ સમાધિના અંગભુત રેચકનો વિરોધી છે. તેમજ ઇચ્છા ન છતાં શરીરસ્થ વાયુ તેનું બહિંગમન તે પ્રશ્વાસ. તે પૂરકનો વિરોધી છે

**तत्प्रतिषेधार्थमेकतत्वाभ्यासः ॥ ३२**

ઇશ્વરને મન વાણી અને કર્મથી સર્વકામના સમર્પણ કરવાથી સઘળાં વિઘ્નો દૂર થઈ જાય છે.

એક તત્વ રૂપ જે ઇશ્વર છે તેના સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરવો અને ઇશ્વરની પ્રાર્થના કરવી. તેનાથી યોગ ફળીભુત થાય છે.

**मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्य विषयाणांभावनात श्चित्तप्रसादनम् ॥ ३३**

મૈત્રી એટલે મીત્રતા. દુઃખી પ્રાણીઓમાં દયા. ભાગ્યશાળી માણસને જોઇ અદેખાઈ ન કરતાં તેના ઉપર પ્રસન્નતા રાખવી અને એમ કહેવું કે અહાહા ! આ કેવો પુણ્યશાળી છે એમ કહી ખુશ થવું. દુષ્ટ સ્વભાવના માણસની ઉપેક્ષા કરવી. આ કેવો પાપી છે અને આ કેવો પુણ્યવાન છે તેનું યથાર્થ દર્શન થતાં પુણ્યકર્મમાં પ્રવૃત્તિ અને પાપ કર્મમાં નિવૃત્તિ થઇ ચિત્ત પ્રસન્ન થાય છે. અને ચિત્ત પ્રસન્ન થવાથી યોગ સિદ્ધ થાય છે. અંતઃકરણમાં બળ્યા કરતા માણસનું ચિત્ત પ્રસન્ન થતું નથી, અને સત્વ પ્રકાશતું નથી. તેથી તે માણસને યોગ સાધ્ય થતો નથી.

**प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥ ३४**

ચિત્તની વિક્ષેપજન્ય સ્થિતિ દૂર કરવાને માટે પ્રાણાયામ કરવાની જરૂર પડે છે.

**विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थिति निबन्धिनी ॥ ३५**

નાસિકાના અગ્રમાં ચિત્તનો સંયમ કરવાથી દિવ્ય ગંધનો સાક્ષાત્કાર થાય છે. જીહ્વાના અગ્રમાં સંયમથી દિવ્ય રસનો સાક્ષાત્કાર થાય છે. જીભના મધ્યમાં સંયમથી સ્પર્શનો અને જીભના મૂલમાં સંયમ કરવાથી શબ્દનો સાક્ષાત્કાર થાય છે.

**विशोका वा ज्योतिष्मति ॥ ३६**

સુષુમણા એટલે તેજોમય ચૈતન્યનાડીમાં પ્રાણનો સંચાર થવાથી ચિત્ત પ્રસન્ન થાય છે.

આપણી નાડીનો સંબંધ વિશ્વચૈતન્ય નાડીની સાથે જોડાયલો છે અને તે યોગીને, વર્ષાદની ફુણુગી ફુણુગી વરસતી હોય અથવા કાળું અંધારૂં ઓરડું થતું હોય અથવા અગ્નિના તણખા સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વિદ્યુતના ચમકારા હવામાં ખરતા તારાના લીસોટા ઈત્યાદિનું દર્શન થાય છે.

**निहार धुमार्का निलानला नाम खद्योत विद्युत स्फटिक शशिनाम एतानी चिन्हानी पुरूषःराणि ब्रह्मण्यवाऽभिव्यक्ति योगे ।**

ઇત્યાદિ શ્રુતિથી સિદ્ધ થાય છે કે જેમ જેમ સાધકને સાક્ષાત્કાર થતો જાય છે તેમ તેને યોગમાં શ્રદ્ધા વધારે બેસતી જઇ પ્રયત્નમાં મંડયો રહે છે. જેને સાક્ષાત્કાર થતા નથી તેણે જાણવું કે મારે વિશેષ પ્રયત્નની જરૂર છે પણ નિરાશ થવું નહિ.

**वीतराग विषयं वा चित्तम् ॥ ३७**

વિષયવાસનાની આશક્તિ રહિત થવાથી ચિત્ત પ્રસન્ન થાય છે.

**स्वप्ननिद्राज्ञानालम्बनं वा ॥ ३८**

ઉંઘમાં જે શુભ સ્વપ્ન આવે તેમાં જાગ્યા પછી ચિત્તને રોકી રાખવું તેથી ચિત્ત પ્રસાદ થાય છે.

**यथाऽभिमतध्यानाद्वा ॥ ३९**

મનમાં જેનું ધ્યાન સારૂં લાગે તેનું ધ્યાન ધરવાથી ચિત્ત પ્રસન્ન થાય છે. જેમકે ભગવાન, મહાદેવ, અંબાજી, વીગેરે પોતાના ઇષ્ટનું.

**परमाणुपरममहत्त्वान्तोऽस्य वशीकारः ॥ ४०**

પ્રસન્ન થએલા ચિત્તને પરમાણુથી માંડી મહતત્વ પર્યંત સર્વમાં મનનો પ્રવેશ થઇ શકે છે.

| સ્થુલ | સુક્ષ્મ | અતિસુક્ષ્મ |
|---|---|---|
| સવિચાર સમાધિ | સુક્ષ્મ સમાધિ | નિર્વિચાર સમાધિ |
| સંપ્રજ્ઞાતયોગ | સંપ્રજ્ઞાતયોગ | અસંપ્રજ્ઞાતયોગ |
| પથ્થરનો ભૂકો હોય તેવાં રજકણો જેવાં પરમાણુ | વરાળના જેવાં પરમાણુ | જ્ઞાનોત્પાદક પરમાણુઓ જેવાંકે હાઇડ્રોજનના પરમાણું |
| કર્મેન્દ્રિય કામ કરવું જેવું કે ઘર બાંધવું | મંત્રશક્તિથી કામ કરવું એટલે વાણીથી કામ કરવું | સંકલ્પથી કામ કરવુ |
| જડ ફળ મળે છે | | મોક્ષ સ્થિતિ |
| મનુષ્ય ફળ આપે છે જેમકે સુથાર આવી ઘર બાંધી જાય. ફોનોગ્રાફ બનાવ્યું વીગેરે. | દેવ, સિદ્ધ, પ્રસન્ન થાય ભૂતાદિ વશ થાય જેને મેલી વિદ્યા કહે છે. એટલે વામ માર્ગે વીગેરે ડાકલું વગાડી દીલમાં આવેશ આણેશે. | ફળ આપનાર નિજ આત્મા |

આ કોષ્ટક મુજબ સત્વ, રજ, અને તમ પ્રકૃતિ ભેદે ત્રણ ત્રણ ગણી થાય છે. દુનિયામાં આપ લેનો વ્યવહાર છે. બેંકમાં જેટલા રૂપીઆ મૂકીએ એટલે રૂપાના જેટલા પરમાણુઓ મૂકીએ તેટલાજ પરમાણુઓ બેંકવાળો આપણને આપે છે. પણ ઓછા લઈએ નહિ અને વધતા આપે નહિ. હોય તેટલું મળે છે. તે પ્રમાણે ઇશ્વર પાસેથી પણ આપણાં કર્મના પ્રમાણમાં ફળ મળે છે. શ્રાદ્ધદ્વારા જેટલા લાડુના પરમાણુઓનો મનીઓર્ડર મારા મૃત થએલા પિતાને પહોંચજો. એમ કરી વેદ મંત્ર ભણી બ્રાહ્મણના પેટ રૂપી ટપાલ ઓફીસમાં જેટલા રૂપિયાના પરમાણુનો એટલે શ્રાદ્ધ વગેરેમાં દાન ધર્માદિનો કરાવીએ તેની તૃપ્તિરૂપ પરમાણું વિશ્વેદેવા નામના સીપાઈઓ પહોંચાડે છે. તેમજ મંત્રશકિત વડે કરીને અગ્નિરૂપી સીપાઇને જેટલા પરમાણુઓ અમુક દેવની બેંકમાં ડીપાઝીટ રાખજે એમ કહીને ઘીની વરાળ બનાવીએ તો તે ઘીના સાત્વિક પરમાણુઓ આપણે જ્યારે માંગીએ ત્યારે દેવરૂપી બેંકર આપણને ફળ રૂપે આપે છે. આ ઉપરથી બુદ્ધિમાન વિચારી શકશે કે યજ્ઞ અને શ્રાદ્ધની અત્યંત આવશ્યકતા છે અને તે સર્વ ધર્મોએ સ્વીકારેલી છે.

**क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहणग्राह्येषुतस्थ**
**तदञ्जनता समापत्ति ॥ ४१**

જ્યારે વૃત્તિઓ ક્ષીણ થઈ જાય છે ત્યારે શુદ્ધ આરસીમાં પોતાનું પ્રતિબિંબ જે પ્રમાણે બરાબર પડે છે તે પ્રમાણે યથાર્થ જ્ઞાન થાય છે.

સર્વશકિત ચૈતન્યની એક શક્તિ જેને જીવનશક્તિ કહેવામાં આવે છે. તે વાયુદ્વારા આ અન્નના રસ રૂપ શરીર અને તેના ચિત્તના સંકલ્પો વાયુના હલનચલનથી જગતના પરમાણુમાં કંપન ઉત્પન્ન કરે છે. અથવા તો એ કંપનને સ્થિર કરી ચિત્તની એકાગ્રતા કરે છે. ચિત્ત અને વાયુ એ બેનો સંબંધ ચક્રવાક અને ચક્રવાકી સમાન છે. જ્યાં ચક્રવાક ઉડીને જાય છે ત્યાં તેની પાછળ ચક્રવાકી પણ જાય છે. અને ચક્રવાકી જ્યાં ઉડીને જાય છે ત્યાં ચક્રવાક જાય છે. ઉપનિષદમાં લખ્યું છે કે

**यच्चित्त स्तेनैष प्राणमेति प्राणस्तेजसायुक्तः ।**
**सहात्मना यथासंकल्पितं लोकं नयति ॥** ઇત્યાદિ.

પાંચ વરસના છોકરા ધ્રુવે પોતાના મનનો સંકલ્પ જગતનાં પરમાણુઓમાં મૂકી વાયુદ્વારા હલાવી કંપન કર્યાં એ કંપનો દરરોજ લાંબા લાંબા

વધતાં છેક બ્રહ્મલોક અને વિષ્ણુલોક સુધી ગયાં અને આખા જગતમાં વ્યાપ્યાં. તે સમયે આખું જગત ખળભળી ઉઠયું કે કોઇ યોગી મહાતપ કરે છે અને કષ્ટ વેઠે છે. તેના તપનું નિવારણ થવું જોઇએ તે વખતે શ્રી વિષ્ણુએ તેને દર્શન દઇ તેની મનકામના તથાસ્તુ કહી પૂર્ણ કરી.

આ સમાધિ સ્થિતિમાં ત્રિપુટીનો લય થઇ ચિત્ત તદાકારતા ગ્રહણ કરે છે. ગૃહીતા એટલે આત્મા. ગ્રાહ્ય એટલે વિષય, અને ગ્રહણ એટલે મન એની ત્રિપુટી પછી રહેતી નથી.

**तत्र शब्दार्थज्ञानविकल्पैः संकीर्णा सवितर्का समापत्ति ॥ ४२**

જ્યારે ચિત્તમાં યથાર્થ દર્શન થાય છે ત્યારે શબ્દ, શબ્દનો ધ્વનિ, શબ્દાર્થ, શબ્દનું જ્ઞાન, વગેરે જે ભેળશેળ થએલું હોય છે એટલે સાચું જૂઠું મિશ્રીત થએલું હોય છે. તેને છૂટું છૂટું જાણવાથી વિતર્ક સમાધિ થાય છે.

શબ્દ એટલે બાહ્ય જગતમાં સ્ફુટ કંપન. અર્થ એટલે સ્નાયુની શક્તિનો પ્રવાહ. જ્ઞાન એટલે પ્રતિ ક્રિયા.

અને આ ત્રણ મળીને જે ઉત્પન્ન થાય તેનું નામ યથાર્થ જ્ઞાન કહેવાય છે.

**स्मृतिपरिशुद्धौस्वरूपशून्येवाऽर्थमात्रनिर्भासानिर्वितर्का ॥ ४३**

સ્મૃતિ સંસ્કાર શુદ્ધ થવાથી એટલે રજસ તમોમળ દૂર થવાથી શબ્દ પોતાના રૂપમાં શૂન્યવત થાય છે. કેવળ અર્થાકારપણું એટલે તદ્રુપતા થાય તેને નિર્વિતર્ક સમાધિ કહે છે. અને તે શુદ્ધ ભાવના છે.

**एतयैव सविचारा निर्विचारा च सुक्ष्मविषया व्याख्याता ॥ ४४**

વિતર્ક, વિચાર, આનંદ, અને અસ્મિતા એવા ચાર પ્રકારની સ્થુલ વિષયક કાર્યરૂપે સમાધિ છે અને કારણરૂપે માત્ર અર્થાકાર વૃત્તિ તે સુક્ષ્મ છે.

**सूक्ष्मविषयत्वं चालिंगपर्यवसानम् ॥ ४५**

તન્માત્રા એટલે સ્થુલ પરમાણુનું કારણ જે સુક્ષ્મ પંચ મહાભૂત અહંકાર આદિ તે લયમાં જાય ત્યાં સુધી તેની સ્થિતિ છે.

**ता एव सबीजः समाधिः ॥ ४६**

એને સબીજ સમાધિ અથવા સંપ્રજ્ઞાત યોગ કહે છે.

**निर्विचार वैशारद्येऽध्यात्मप्रसादः ॥ ४७**

વૃત્તિ વિચારનો પણ લઈ થઈ જાય એટલે તેની કુશળતાથી સ્થિરતા થવાથી અંતરાત્મા પ્રસન્ન થઈ તુષ્ટમાન થાય છે.

**ऋतंभरा तत्र प्रज्ञा ॥ ४८**

અને ત્યાં તે ક્ષણે ऋतंभरा એટલે આકાશવાણી અંતર પ્રેરણા ગેબી અવાજ, વીગેરે ઉત્પન્ન થાય છે.

**श्रुतानुमानप्रज्ञाभ्यामन्यविषया विशेषार्थत्वात ॥ ४९**

ઋતંભરા પ્રજ્ઞા એટલે સાંભળેલું. જોયલું, અનુમાન કરેલું, જ્ઞાન નહિ છતાં એક અજબ વિચિત્ર પ્રકારની પ્રેરણા થવી તેને ઋતંભરા કહે છે. અને તે વિશેષ અર્થસૂચક છે. અને તે અજબશક્તિ ઉત્પન્ન કરનાર છે.

દષ્ટાંત તરીકે શ્રીકૃષ્ણચંદ્રના જન્મ વખત જેલનાં તાળાં પોતાની મેળે ઉઘડી ગયાં અને બારણાં ઉઘડી ગયાં. વસુદેવને પ્રેરણા થઇ કે છોકરો નંદને ઘેર મૂકી છોકરી લાવવી. યમુનાએ માર્ગ આપ્યો. કંસના હાથમાંથી મહામાયા છટકી ગઇ અને કહ્યું કે તને મારનાર શત્રુ તો ગામડે ઉછરે છે. તેથી કંસને મરણભય અને વસુદેવને અજબ પ્રકારની પ્રેરણા ઉત્પન્ન થઈ ઇત્યાદિ દષ્ટાંતો છે.

**तज्ज संस्कारोऽन्यसंस्कार प्रतिबन्धि ॥ ५०**

ઋતંભરાના સંસ્કાર એટલે બુદ્ધિજન્ય સંસ્કાર વડે બીજા જગત વિષયક સર્વ સંસ્કાર ધોવાઇ જાય છે.

જ્યારે આપણે સમાધિ કરવા બેસીએ છીએ ત્યારે આપણા ચિત્તમાં દટાઇ રહેલા અદૃષ્ટ સંસ્કારો જે પ્રમાણે ભરમાના સાપને લાકડી મારવાથી છંછેડાઇ જાય છે અને ફુંફવાટા કરે છે તે પ્રમાણે આપણા દુષ્ટ સંસ્કારો ચિત્તમાં આરૂઢ થઇ સમાધિ થવા દેતા નથી અને તે એટલું પોતાનું જોર બતાવે છે કે આ સમાધિનો ફટકો અમારો જીવ લેશે તેથી તે બીજરૂપ સંસ્કારો પોતાનું સર્વબળ પ્રકટ કરી સમાધિમાં હરકત કરે છે પણ જે યોગીએ દૃઢ વૈરાગ્ય પ્રબળ પ્રયત્ન અને હઠ ધરી એકાગ્રતામાં ચિત્ત જોડયું છે તેના સર્વ સંસ્કારો ઘાસની ગંજીમાં દેવતા મૂકવાથી ભસ્મ થઇ જાય છે તે પ્રમાણે સર્વ દુષ્ટ સંસ્કારો બળી ભસ્મ થાય છે.

**तस्याऽपि निरोधे सर्व निरोधान्निर्बीज समाधि ॥ ५१**

શુદ્ધ બુદ્ધિ જન્ય સંસ્કારો પણ ધોવાઇ જવાથી અને વૃત્તિ નિરોધ થવાથી સર્વ જાતના સંસ્કારનો નિરોધ થઇ જાય છે તેને નિર્બિજ સમાધિ

અથવા અસંપ્રજ્ઞાત યોગ કહેછે. એટલે સર્વ બંધનથી મુક્ત થઈ યથેચ્છ અનત્ અખંડિત સુખ, આનંદ, ભોગ. અને બ્રહ્મ ઇશ્વર અને પોતે એમાં કાંઇ ભેદ રહેતો નથી. સર્વશકિત. સર્વબળ સર્વ સામર્થ્ય, કર્તા હર્તા સંહર્તાપણું પોતામાંજ આવેલું જુએ છે. અને તેને કોઇપણ હરકત કરી શકતું નથી.

ॐ ततसत ब्रह्मार्पण मस्तु.

---

# ભાગ બીજો.

પ્રથમવિભાગ તીવ્રબુદ્ધિવાળા ઉત્તમ અધિકારી યોગીને માટે છે. તેમાં સામાન્ય જીજ્ઞાસુઓને પ્રવૃત થવા માટે બીજા ત્રણ વિભાગ આ યોગ શાસ્ત્રના કરી વિસ્તાર પૂર્વક હવે પ્રબોધે છે.

**तपः स्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥ १**

કાયા અને ઇંદ્રિયો ઘોડાને લગામ ઘાલી જેમ વશ કરે છે તે પ્રમાણે શમદમ આદિ સાધનવડે કરીને કાબુમાં રાખવી તેને તપ કહે છે. ઇંદ્રિયો અને કાયા જ્યાં ઘસડી જાય ત્યાં તેને બુદ્ધિરૂપી લગામથી ખેંચી પકડી દમન કરવું તે તપનો વિશેષાર્થ છે. ઘોડાને ચાબુક મારી જેમ વશ કરવો તેમ તપરૂપ ચાબુકથી ઇંદ્રિયોને વશ કરવાની છે.

ગુરૂશાસ્ત્રદ્વારા નિત્ય પાઠ કરવો તેનું નામ સ્વાધ્યાય એમ કહે છે.

મન કર્મ વાણીથી ઇશ્વરને શરણે જવું અને તેની સહાયતાથી ઉત્તમ ફળની પ્રાપ્તિ મેળવવી એનું નામ ઇશ્વર પ્રણિધાન કહે છે. તપ, સ્વાધ્યાય, અને ઇશ્વર પ્રણિધાન એ ત્રણને ક્રિયા યોગ કહે છે.

**समाधि भावनार्थः क्लेशतनुकरणार्थश्च ॥ २**

સમાધિની પ્રાપ્તિ સત્વર થાય. તેટલા માટે એ સર્વે કલેશો અને બંધનોને પાંચ વિભાગમાં આણી મૂકયાં છે. અથવા તેનાં પાંચ વર્ગ કર્યા છે.

**अविद्याऽस्मिता रागद्वेषाभिनिवेशाः पंच क्लेशा ॥ ३**

આ પાંચ કલેશોના નામ ૧. અવિદ્યા. એટલે ઉંધી સમજ. ૨ અસ્મિતા એટલે હું મારૂં એ ભાવના. આ ભાવનાથી વ્યષ્ટિદેહની આસક્તિ અને

સમષ્ટિરૂપ ઇશ્વરનું ભૂલી જવાપણું સમજવું એટલે હું આ અખિલ બ્રહ્માંડના એક ભાગરૂપ નથી એવી ખોટી સમજણ તેને અસ્મિતા કહે છે. ૩ રાગ. અવિદ્યાત્મક તુચ્છ પદાર્થોમાં અત્યંત આસક્તિ રાખી ને મેળવવા અતિ પ્રબળ પ્રયત્ન કરવો તેને રાગ કહે છે. ૪ દ્વેષ. આ મેળવવાના પ્રયત્નમાં અડચણ આવે તે ઉપર ક્રોધ કરી વૈરભાવ રાખવો તેનું નામ દ્વેષ કહેવાય છે. ૫ અભિનિવેષ પોતે આત્માનું સ્વરૂપ અજર અમર છતાં હું તે નથી એવા વિચારથી હું મરી જઇશ એવી બીક રાખવી તેનું નામ અભિનિવેષ કહે છે.

**अविद्याक्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम. ॥ ४**

અવિદ્યા એ સર્વ ક્લેશોનું મૂળ છે. આ ક્લેશો કેટલાએક જમીનમાં રોપેલાં બીયાં જેવાં અદૃષ્ય રહેલા હોય છે. કેટલાએક ક્લેશો જમીન ઉપર આમ તેમ વેરાયલા બીયાં જેવા હોય છે. અને કેટલાએક રોપેલા બીયાંને પાણી પાઇને તરત ઉગી નીકળે એવાં હોય છે.

**अनित्या शुचि दुःखानात्मसु नित्य शुचि सुखात्मख्यातिरविद्या. ॥ ५**

પ્રતિક્ષણે બદલાતી ગંદી–મેલી–અપવિત્ર દુઃખ આપનારી જડવસ્તુ અંધકાર અને અજ્ઞાનમય. અચેતન એવામાં આત્મા માની બેસવું કે તે ચૈતન્ય છે. પવિત્ર છે. જ્ઞાનમય છે. આનંદમય છે. નિત્ય છે. સુખકારક છે. અને એજ અવિદ્યા પરમેશ્વર છે એવા પ્રકારની અવળી ઉંધી સમજણ તેનું નામજ અવિદ્યા–જડતા–માયા–મૂર્ખત્વ–ભૂલભૂલામણી કહેવાય છે.

અંધારી રાતે આંધળો માણસ, આંખે પાટા બાંધી, ખાડા ખાબોચીયામાં કાંટા, કાદવવાળી ભોંયમાં અથડાતો અવળી દિશા તરફ ચાલતો હોય તેવા અવિદ્યાગ્રસ્ત પુરૂષો જે પ્રમાણે પતંગીયુ દીવામાં ઝંપલાવી બળી જાય છે તે પ્રમાણે ઉંધી સમજવાળો માણસ દુઃખ દારિદ્રય ભય ચિંતા આદિમાં રીબાઈ નાશ પામે છે. આત્માનું દર્શન કરાવનાર વેદ શાસ્ત્ર પુરાણ સદ્ગુરૂ કહે છે તેને ચોર અને ઠગારા ગણે છે અને અમે નથી માનતા એમ કહે છે અને દુષ્ટ સંસ્કારો પ્રબળ થાય તેવાં પુસ્તકો કે જે તેને ખાડામાં નાંખનારા છે તેનો અભ્યાસ કરે છે.

**दृग्दर्शनशक्त्योरेकात्मतेवाऽस्मिता. ॥ ६**

દુનિયામાં બે ચીજ જણાય છે ૧ જોનારો. ૨ જોવાની વસ્તુ. આ

એમાંથી એક ત્રીજી વસ્તુ ઉત્પન્ન થાય છે. તેને પ્રતિબિંબ અથવા જે કાંઇ નથી તે આબેહુબ ખરા જેવું દેખાય છે. દૃષ્ટાંત તરીકે માણસની છબી આરસીમાં દેખાય છે પણ આરસામાંનો દેખાતો માણસ એ કાંઇ માણસ નથી તેમજ આરસામાં કોઇ માણસ બેઠો પણ નથી છતાં આપણને એવું ખોટું દેખાય છે કે ખરેખરો તેમાંનો માણસ તે હું છું તેમજ સામે ઉભેલા માણસની છબી આરસામાં અવળી પડે છે. તેને અસ્મિતા કહે છે.

### सुखानुशायी राग ॥ ७

અનુભવેલાં સુખ જેવાં બીજા સુખ વિષે જે ઇચ્છા થાય અને તે પ્રત્યે મનોવૃત્તિના પ્રવાહની દોડધામ થાય છે તેને રાગ કહે છે.

### दुःखानुशायी द्वेष ॥ ८

અનુભવેલાં દુઃખ ફરી પ્રાપ્ત ન થવાની ઇચ્છા વડે અટકાવ કરીએ તેને દ્વેષ કહે છે.

### स्वरसवाही विदुषोऽपि तथा रूढोऽभिनिवेशः ॥ ९

હું હમેશ જીવું એવી ઇચ્છા વિદ્વાન હોય કે મૂર્ખ હોય તે સર્વને રહે છે. તેથી મરણનો ડર રહે છે. અને આ ડર રહેવો તેને અભિનિવેષ કહે છે.

### ते प्रति प्रसवहेया सुक्ष्माः ॥ १०

આ પાંચ ક્લેશો નબળા થવાથી પછી મનુષ્યને નડતા નથી અને તે લય થઇ જાય છે.

### ध्यान हेयास्तद्वृत्तय ॥ ११

આ પાંચ ક્લિષ્ટ વૃત્તિઓ ઇશ્વરનું વારંવાર ધ્યાન ધરવાથી દૂર થાય છે, વારંવાર ધ્યાન કરવાથી તે સ્વભાવ સિદ્ધ ધ્યાન થઇ જાય છે.

### क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीय ॥ १२

ક્લેશોનું ફળ આગલા જન્મના અથવા વર્તમાન જન્મના કર્મના સંસ્કારના ખજાનામાં કારણ બીજરૂપે છૂપી રહે છે.

નિશાળની બહાર રખડતો છોકરો કોઇ પણ ધોરણમાં છે એમ કહેવાય નહિ. તેમ યોગરહિત પુરૂષ કોઇ પણ યોગભૂમિકામાં છે એમ કહેવાય નહિ.

જે નિશાળીયો એક પણ ગુરૂશાસ્ત્ર અભ્યાસદ્વારા ધોરણમાં ચડે છે ત ક્રમે ક્રમે સિદ્ધિઓ પામે છે. પ્રથમ તેને યમાનયમના ફળ મળે છે. ત્યારબાદ આસન અને પ્રાણાયામથી થતી સિદ્ધિઓ મળે છે. ત્યારબાદ સંયમજન્ય સિદ્ધિઓ મળે છે અને પરમાણુઓની રચના ઉપર કાબુ મેળવાય છે. અને મહતતત્વ પર્યંત સર્વ આકારવાન પદાર્થોના નિયમ રચના ઇત્યાદિનું જ્ઞાન થાય છે. અંતસ્થ ઉષ્મા હોય ત્યાં સુધી જીવ દેહમાં રહે છે એ શારીરિક ઉષ્મા જતી રહે છે અને ઠંડી પડી જાય છે ત્યારે એ મરી ગયો એમ કહેવાય છે. એ ઉષ્મા સૂર્યના કિરણદ્વારા પૃથ્વીના અન્નમાં ઉદ્‌ભવે છે. એ અન્નમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે અને એ અન્નના પરમાણુઓ તેમજ માતા પીતાના સર્વ અવયવના સુક્ષ્મ પરમાણુઓમા હલનચલન કરે છે. જેને અંગ્રેજીમાં પ્લોટો પ્લેઝમ નામના જંતુ કહે છે. પુર્વસંસ્કારને લીધે બાળક જનમ્યો એટલે માતાના દૂધમાંથી તેનું શરીર ગરમી વડે કરીને વૃદ્ધિગંત થતું જાય છે પૂર્વજન્મ સંસ્કારથી તેને આહાર નિંદ્રા ભય ઇત્યાદિ અંતઃપ્રેરણા સ્ફુરે છે. હવે એ શરીરને જ્ઞાનદ્વારા યોગી જેમ જેમ ઉંચા ધોરણમાં જતો જાય છે તેમ તેમ તે વૈદ્યક આદિ શાસ્ત્ર અને વેદદ્વારા અને યોગધ્યાનદ્વારા તેમ ઇશ્વરકૃપાદ્વારા અદ્‌ભુતશકિત મેળવતો જાય છે. તે યોગી ધીમે ધીમે મનુષ્યોમાં કીર્તી યશ ઇત્યાદિ મેળવી તેના મન ઉપર કાબુ મેળવે છે. જેવી રીતે સ્વામી-દયાનંદ, મહાત્મા ગાંધીજી, મહાત્મા અરવિન્દઘોષ, લાલા લજપતરાય ઇત્યાદિ પુરૂષો મનુષ્યમાં પિતર અને દેવની માફક અંહી પૂંજાય છે તેમજ તે મરણ પછી પિતૃલોકમાં અવતરશે તેમ દેવલોકમાં અવતરી પૂંજાશે. જે અંહી ચોર ને ખૂની તે દેવલોકમાં પણ ચોરને ખૂની કહેવાશે અને જે અહિ દાનેશ્વરી તે પિતૃલોકમાં પણ દાનેશ્વરી તરીકે પૂંજા થશે. વેદમાં ૧૦ હજાર વર્ષનું આયુષ્ય લખ્યું છે જે સોમવલ્લીનું પાન કરે છે તેને પ્રાપ્ત થાય છે. અને અજબ પ્રકારની દેહ રોગરહિતપણું પ્રાપ્ત થાય છે. જેવી રીતે કે હનુમાન, અશ્વત્થામા, કૃપાચાર્ય, વિભિષણ વીગેરે અષ્ટ ચિરંજીવીઓ હજુપણ જગતમાં વિચરે છે. તેમજ અનેક યોગીઓ ભુમિમાં જીવતા દટાયલા છે અને હજુ જીવે છે.

**सति मूले तद्विपाको जात्यायुर्भोगा ॥ १३**

જ્યારે એ સંસ્કાર રૂપી બીજ ભાવને ઉગવાનો વખત આવે છે ત્યારે તેને અંકુર ફુટી અમુક જાતિમાં જન્મ આયુષ્ય અને ભોગ ઇશ્વર તરફથી નિંમાણ થાય છે. અમુક જાતમાં અમુક માબાપને પેટે અમુક દેશમાં, આટલી

વિદ્યા, આટલું ધન, ચડતી, પડતી, કર્મ વીગેરે ઈશ્વરે નિંમાણ કરેલાં હોય છે. છાંદોગ્ય ઉપનિષદના પંચમ પ્રપાઠકના ૧૦માં ખંડની ૭મી શ્રુતિ જુઓ. તે આ પ્રમાણે છે.

**तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनीमापद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाऽथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन श्वयोनिं वा शूकरयोनिं वा चण्डालयोनिं वा ॥**

તેમ વિનાશ અથવા મૃત્યુ તે પણ ઈશ્વર તરફથી નિંમાણ થયું હોય છે. કર્મ કરવું મનુષ્યના હાથમાં છે અને ફળ આપવું ઈશ્વરને હાથ છે.

**ते ह्लादपरितापफलाः पुण्याऽपुण्यहेतुत्वात् ॥ १४**

એ જાત્યાદિ ભોગ પૂર્વ પુણ્ય સંસ્કારને લીધે આનંદ આપનારા થાય છે અને પાપના ફળ તરીકે પરિતાપ કંકાસ રોગ વીગેરે દુઃખ આપનારાં થાય છે.

**परिणामतापसंस्कार दुःखैर्गुणवृत्तिविरोधाच्च**
**सर्वं दुःखमेव विवेकिनः ॥ १५**

વિષય સુખના ભોગથી કામરૂપ અગ્નિ પેદા થાય છે. એટલે પરિણામ પામે છે. અને તેથી ચિત્ત વિકલ થઈ દુઃખ અને કંકાસ નિપજે છે. તેને પરિણામ થયો એમ કહે છે. એ પરિણામમાં એટલે વિષયસુખમા ત્રિવિધિ તાપ ગુપ્ત રહેલા છે. જેમકે વિષય ભોગવવામાં ધાતુનો ક્ષય થવાથી રોગ ઉત્પન્ન થાય છે. લોક નિંદે છે. મનમાં ભય ઉત્પન્ન થાય છે. લજ્જા આવે છે. શંકા રહે છે. રાજાની બીક વીગેરે અધ્યાત્મ અધિભૂત ઈશ્વરના કોપથી ખરાબ ભાવિ જન્મ—નઠારા સંસ્કાર બંધાય અને તેનું નઠારું ફળ થાય છે તેમજ સાત્વિક રાજસ અને તામસ એ ત્રણ ગુણના ભિન્નપણાને લીધે દુઃખ ઉત્પન્ન થાય છે. તેથી સંસારી સુખને વિદ્વાન પુરૂષોએ દુઃખ ઉત્પાદક જાણ્યું છે.

મનુષ્ય એમ સમજે છે કે વિષયના ભોગ ભોગવવાથી ઈન્દ્રિય અને મન તૃપ્ત થશે. પણ તેમ ન થતાં જે પ્રમાણે અગ્નિના કુંડમાં ઘી હોમવાથી જ્વાળા વિશેષને વિશેષ પ્રકટ થતી જાય છે અને બાળતી જાય છે તે પ્રમાણે

વિષયભોગથી મન ઉપરનો કાબુ નહિ રહેતાં ઉલટો ખસી જાય છે અને વિષયવાસનાની દિન પર દિન વૃદ્ધિ થતાં તે તેનો નાશ કર્યા વગર રહેતી નથી. એમ વેદ શાસ્ત્ર પુરાણો અને યોગીઓ પોતાનો અનુભવ લોક શિક્ષણાર્થે પ્રકટ કરે છે.

## हेयं दुःख मनोगतम ॥ १६

જે દુઃખ પ્રાપ્ત થયું નથી તે પહેલાં તેને ટાળવાનો ઇલાજ કરવાનો છે. દુઃખ પ્રાપ્ત થયા પછી ભોગવવુંજ પડશે કેમકે દુઃખ પ્રાપ્ત થયું એટલે ભોગવ્યા વગર છૂટકો નથી. આગ લાગે ત્યારે કુવો ખોદાય નહિ. આગ હોલવવા માટે કૂવો આગમચથી ખોદી રાખવો જોઇએ.

આપણા આર્ય દેશના આધુનિક કેટલાએક ધાંધલીઆ લોકો સાધન મેળવ્યા વગર સરકારને મદદ કરી જર્મનોનો પરાજય કરવાની ઇચ્છા રાખે છે પણ આ અલ્પ સંકલ્પીઓ સત્વ સબલ શાસ્ત્રીય તથા રસાયન અને પદાર્થ વિદ્યાના સાધનો વિના તેમ દ્રવ્ય શક્તિ વિના અને કેળવણી વિના સાધન સંપન્ન થઇ શકતા નથી. એક તો પરાધિન છે. બીજું નિર્બળ છે. તેથી કમજોર છે. માટે નૌકા વિમાન અને લશ્કરમાં રહી કેળવણી મેળવી પ્રતાપી યોદ્ધા બને તોજ તેઓ ખરી મદદ કરી શકે. અને પોતાની કુશળતા બતાવે. ત્યારે દુઃખ નિવારણ થઈ શકે.

## द्रष्टृदृश्ययोः संयोगो हेयहेतुः ॥ १७

આ જગત જેને દૃષ્ય વસ્તુ એ પ્રમાણે કહે છે તે છે. તે તેમનું તેમ રહેવાનું. તેમજ દ્રષ્ટા જે તેને જોનાર જ્ઞાન સ્વરૂપ સાક્ષી છે તે પણ નાશ પામવાનો નથી. પણ **સીનેમેટોગ્રાફના** ઓળાનો ખેલ કે જે જોનારા દ્રષ્ટાને આનંદ આપવા માટે ખોટો દેખાવ બનાવ્યો છે તે પ્રમાણે આ ભગવદ્લીલા "માયા" અવિદ્યા રૂપ છે. તેને ત્યજવાની છે.

સીનેમેટોગ્રાફનું લાઈટ તેમજ કચકડાની ટેપ ઉપર લાઇટનો યોગ થવાથી ઓળાઓના પૂતળા નાચે છે. તે નાચતા બંધ કરવા એટલે ટેપ ઉપર લાઇટ પડતું બંધ થઇ જાય એટલે એની મેળે કાંઇ દેખાય નહિ અને ખેલ ખલાસ થયો એમ કહેવાય તે પ્રમાણે અવિદ્યાત્મક ભ્રમનો નાશ કરવા માટે દ્રષ્ટા અને દૃશ્યના સંયોગથી ઉત્પન્ન થતો ભ્રમરૂપ ખેલ ખલાસ થયો એટલે મોક્ષ થયો એમ સમજવું.

પુષ્પ એ સ્થુલ પરમાણુનું બનેલું છે. અને તેનું સુક્ષ્મકારણ જે ગંધ તેને તન્માત્રા કરીને કહે છે. એ તન્માત્રા યોગીઓ જોઇ શકે છે. પણ સાધારણ મનુષ્ય જોઇ શકતા નથી. પ્રત્યેક મનુષ્યના કર્મની તન્માત્રા તેના મુખની આજુબાજુએ તેના શરીરમાંથી નીકળીને દેખાતી હોય છે. પણ તે સુક્ષ્મરૂપે હોવાથી યોગી લોકોજ તેને જોઈ શકે છે. અને તે કે જેને ઓરા કરીને કહે છે તે ધીમે ધીમે બાહ્ય જગતમાં પરમાણુરૂપે પ્રસરે છે. કોઇના ઉપર પ્રેમ દૃષ્ટિ અને કોઇના ઉપર તિરસ્કાર દૃષ્ટિ અને કોઇના ઉપર મિત્રભાવ ઓચીંતો ઉત્પન્ન થાય છે. તેનું કારણુ પરસ્પર ઓરાનું સંમેલન અથવા પરસ્પર વિરોધ હોય છે. ધર્માત્માને ચોર અને ખુની ઉપર તીરસ્કાર આવે છે. અને કસાઇ ખાનામાંથી કંટાળી દૂર જવાની પ્રેરણા થાય છે. અને કોઇ ધર્મ સ્થાન અથવા તીર્થમાં જવાની ઇચ્છા થાય છે તેનું કારણુ ત્યાં પ્રસરેલા તમાત્મક પરમાણુ અથવા સાત્વિક પરમાણુ હોય છે.

**प्रकाशक्रियास्थितिशिलं भूतेन्द्रियात्मकं**

**भोगापवर्गार्थंदृश्यम् ॥ १८**

સત્વ, રજ, તમ, સ્થિતિ, લય, ઉદ્‌ભવ, જ્ઞાન, ક્રિયા, જડતા એ સ્વભાવવાળું પંચ મહાભૂત જેમાં છે એવું દશ ઇન્દ્રિય બંધ અને મોક્ષ, ભોગ આપવો એ દૃષ્યનું લક્ષણુ છે. એ ભોગ ભોગવી અનુભવ મેળવવો એટલે તે અનુભવ જન્ય જ્ઞાન થઇ બંધનથી છોડાવશે. અને આ સર્વ જગતના ખેલ ભુલ ભુલામણીનો દાવ પેચ છે એમ ભાન થશે. અને હું તો એ ભુલ ભુલામણીથી નિર્દોષ દૃષ્ટા સાક્ષી કેવળ શુદ્ધ ગુણુ રહિત છું એ ભોગ ભોગવતાં પોતાનું લક્ષબિંદુ આત્મા તેને વિસારે પડવા દેવો નહિ તેને માટે એક શ્લોક છે.

**संगीत ताल परि नृत्य वशंगतापि मौलिस्थ कुंभ परि रक्षण धीर नटीव पुंखानु पुंख विषये क्षण तत्परोपि ब्रह्मावलोक धिषणाम न जहातियोगी**

જે પ્રમાણે નટી એ વાંસ ઉપર ઉભી રહી માથે સાત બેહડા લઇ તે ઉપર દીવો રાખી ગાય છે, હાથથી તાલ બજાવે છે, અને પગના ઘુઘરા ખખડાવી નૃત્ય કરે છે, તે ગાયનનો સુર ચૂકતી નથી, તાલ ભુલતી નથી અને પગનો ઠેકો કરતાં અટકતી નથી તેમ છતાં પણુ એ નટીનું લક્ષબિંદુ માથા ઉપરના બેડા ઉપર જે દીવો છે તે હાલે નહિ અને પડી ન જાય તેટલા માટે તે ઉપર હોય છે. તે પ્રમાણે યોગી આ દુનિયાના ગહન એક

પછી એક કામો કરતો થકી નહિ ચૂકતાં પોતાનું લક્ષ પરમેશ્વર ઉપરથી પણ છોડતો નથી.

દુનિયાના કામ એટલે લોક સંગ્રહાર્થે પોતાના સર્વ સામર્થ્યથી વેદ શાસ્ત્ર, ધર્મ, નીતિ, ન્યાય, લોક શિક્ષણ. પરોપકાર યુદ્ધમાં પ્રાણદાન ધર્માદિ કૃત્યો અને સ્વદેશ ઉન્નતિ તરફ પણ લક્ષ્ય આપતો જાય છે.

આત્મા દ્રષ્ટા સાક્ષી નિગુણ-નિર્લેપ, ચેતન, અપરિણામી છે તો પણ તેને જોવાનું સાધન સુક્ષ્મદર્શક યંત્ર હોય તેવી બુદ્ધિ છે. એ યંત્રમાં સફેત રાતો-કાળો પીળો ઇત્યાદિ કાચ મૂકીએ તેવો રંગ સૂર્ય ચંદ્રાદિ જે પદાર્થો દૂરદર્શક યંત્ર વડે જોઇએ તે રંગના તે પદાર્થો દેખાય છે તે પ્રમાણે જેવા બુદ્ધિના સંસ્કાર અને વૃત્તિઓ તેવું જગત દેખાય છે.

विशेषाविशेषलिंगमात्रालिंगानि गुणपर्वाणि ॥ १९

ગુણ ત્રયના પરિણામ નીચે પ્રમાણે છે.

સામાન્ય, વિશેષ, નાશ પામે તેવું, લયમાં જાય તેવું અને અવિનાશી, એમ ચાર પ્રકારે છે.

૧ શબ્દાદિ પંચતન્માત્રા. અને અહંકાર એ છ સામાન્ય છે.
૨ પ્રકૃતિના સોળ સ્થૂલવિકાર તે સામાન્ય. દશ ઇંદ્રિય પાંચ કર્મેન્દ્રિય. પાંચ જ્ઞાનેન્દ્રિય પંચ મહાભૂત અને મન.
૩ મહતતત્વ જે નાશવંત છે તે એટલે પ્રકૃતિનું પહેલું કાર્ય છે.
૪ ત્રણ ગુણની સામ્યાવસ્થા રૂપ, પ્રધાન, પ્રકૃતિ તેને અલીંગ કહે છે.

दृष्टादृशिमात्रः शुद्धोऽपि प्रत्ययानुपश्यः ॥ २०

પુરૂષ અપરિણામી છે. છતાં બુદ્ધિનો સંગ થવાથી તેની લીલામાં આનંદ માની બેઠો છે જે પ્રમાણે કોઇ સ્વતંત્ર પુરૂષ નિર્લેપ સામર્થ્યવાન છતાં કોઇ વેશ્યાના તાબામાં આવી તેનો નચાવ્યો નાચ નાચે છે તે પ્રમાણે બુધ્ધિ વૃત્તિને આધિન થઇ જન્મ મરણાદિ સંસ્કૃત્તિમાં પુરૂષ બંધાય છે.

એક માણુસ છે. તેનામાં સર્વ પ્રકારની શકિતછે. જાણે કે રૂંવાડા બનાવવા. નખ બનાવવા, કેશ બનાવવા, સપ્તધાતુઓ બનાવવી. શરીરની વૃધ્ધિ કરવી, જગતના સમસ્ત કાર્ય કરવાં એ શકિત તે પુરૂષથી ભિન્ન છે કે અભિન્ન છે તે કહી શકાતું નથી. તેજ પ્રમાણે જેને શબ્દમાં નહિ બોલી શકાય તેવું ચૈતન્ય બ્રહ્મ છે. અને તેથી તેને ભિન્નાભિન્ન નહિ કહી શકાય એવી નામ અને રૂપને કરનારી વિચિત્ર પ્રકારની શકિત છે તે, તે

પુરૂષમાંજ છે. પણ જેમ માણુસને શરીર વૃધ્ધિ કરવા માટે આહાર વિહાર કર્મ નિંદ્રા ઇત્યાદિની જરૂર છે. તેમ બ્રહ્મને પ્રકૃતિને સાથે લઇને ઉઘવા જેવી પ્રલય સ્થિતિ સ્વાભાવિક છે જેમ ધણી ધણીઆણી જાગે એટલે આહાર વિહાર કર્મ ઇત્યાદિ કરવા લાગે અને સર્વ નોકર ચાકર પણ પોતા પોતાના કામ કરે તે પ્રમાણે સ્થિતિ અને ઉદ્દ્ભવ જગતમાં કરવાની બ્રહ્મને પણ ઇચ્છા છે તેથી તેના નોકરો બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર એ મહામાયા અને મહદ્ બ્રહ્મની ઇચ્છા ઉઠાવનાર છે. દરરોજ માણુસ જાગે છે. ઉંઘે છે, કામ કરે છે તેમજ બ્રહ્મમાં એ સ્વાભાવિક શક્તિ છે કે તે ઉત્પત્તિ કરે. સ્થિતિ કરે અને લય કરે. આ પ્રમાણે જગતંત્ર ચાલ્યું જાય છે.

**तदर्थ एव दृश्यस्यात्मा २१ ॥**

દૃષ્ય જે જગત્ એનું નિંમાણુ થવું તે ઇશ્વરને આનંદ આપવા માટે છે. માણુસ જે પ્રમાણે પૈસા મેળવે છે તે પોતાના ઉપયોગને માટે મેળવે છે. જીવાત્માને ઉત્તરોત્તર મોક્ષ પર્યંત લઇ જવા માટેજ આ પ્રકૃતિના ખેલો રચાયા છે એટલા માટેજ આ દૃષ્ય જગતનું પ્રયોજન છે.

**कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात् २२ ॥**

જેણે સર્વ કૃર્તવ્ય કર્મ કર્યાંછે એવા મુક્ત પુરૂષને આ માયિક મોહાત્મક જગતનો ખેલ નાશ થએલો છે. બીજા અજ્ઞાની માણુસોને જગત છે તેવુંને તેવું સાચું લાગે છે.

**स्वस्वामीशक्त्योः स्वरुपोपलब्धि हेतुः संयोगः ॥ २३**

દૃષ્ટા અને દૃષ્ય એમાં દૃષ્યજગતમાં બદ્ધ કરવાની અને દૃષ્ટામાં મુક્ત કરવાની શક્તિ છે. દૃષ્ટ અને દૃષ્ટાનું યથાર્થ જ્ઞાન થયે બધ્ધ થએલા પુરૂષને મોક્ષ આપવાને માટે આ રચના કરવામાં આવી છે. દૃષ્ય અને દૃષ્ટાના ભોગ્ય અને ભોક્તારૂપ જ્ઞાનને સંયોગ કહે છે.

એ સંયોગવડે સાભિમાન પ્રવૃત્તિ થાય છે, તેથી બંધન થાય છે. અને નિરભિમાન પ્રવૃત્તિ થયે એટલે અભિમાનનો ત્યાગ કરીને કર્મ કરવાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે.

**तस्य हेतुरविद्या ॥ २४**

હું અને મારૂં એવા દૃઢ સંસ્કારને લીધે સમષ્ટિથી હું એક જુદો છું એવી ઉંધી સમજ થવાનું કારણ સ્વરૂપનું અજ્ઞાન છે.

**तदभावात्संयोगाभावो हानंतद्दृशेः कैवल्यम् ॥ २५**

જ્ઞાનવડે અજ્ઞાનનો નાશ થયે દ્રષ્ટા અને દ્રશ્યનો બુદ્ધિ સત્વ સાથે સંબંધ જતો રહે છે. તેથી આત્માને જેમ બુદ્ધિ ભમાવે તેમ ભમતો નથી પણ સ્વસ્વરૂપમાં રહે છે. તેજ કૈવલ્યધામ અથવા ત્રિગુણાત્મકના બંધ તથા મુક્ત દશા અથવા મોક્ષ છે. માયા, અવિદ્યા, બુદ્ધિ, સૃષ્ટિ, શક્તિ, વગેરે અજ્ઞાનરૂપી અવિદ્યાના પર્યાય છે.

विवेकख्यातिरविप्लवा हानोपायः ॥ २६

જડ અને ચેતન એનો વિદ્યા વડે વિચાર કરવાથી જગતમાં જડ ચેતન ભેળ સેળ થયેલું છે. અને જડને ચેતન રૂપે માનવામાં આવ્યું છે. એવો ભ્રમ વસ્તુ વિવેક યથાર્થ જ્ઞાન આત્માનું શુદ્ધ સ્વરૂપ સ્પષ્ટ સમજવામાં આવ્યાથી ધ્યાતાને ધ્યેયનું જ્ઞાન થાય છે. ધ્યેયનું જ્ઞાન સ્થિર થયે ધ્યેય સાક્ષાત્કાર થાય છે. ને જેનો સાક્ષાત્કાર થાય છે તેની તદ્રુપતા થાય છે એટલે અભેદરૂપે સ્થિત થઇ હું તું તે ભેદ નષ્ટ થઇ જાય છે. અને મતિમાં કંઇ ભ્રમ રહેતો નથી.

तस्य सप्तधा प्रान्तभूमिः प्रज्ञा ॥ २७

આ બુદ્ધિયોગના અભ્યાસ ક્રમનાં સાત ધોરણ છે.

૧ શુભેચ્છા. ૨ વિચારણા. ૩ તનુમાનસા ૪ સત્વાપત્તિ. ૫ અંસશક્તિ ૬ પદાર્થભાવિનિ, ૭ તુર્યગા.

શુભેચ્છા એટલે સારી ઇચ્છા. ઇશ્વરને જાણવાની તથા પરોપકાર કરવાની મનોવૃત્તિ થાય તે શુભેચ્છા.

આ જગતના સુખ સર્વ નષ્ટ છે અને ઇશ્વર સત્ય છે. એવો વિચાર થયા કરે તેનું નામ વિચારણા.

જગતની કોઈ પણ વસ્તુમાં મનનું આશક્તિરહિતપણું એટલે મનનું મોળાપણું થઈ જવું તેનું નામ તનુમાનસા.

રાજસ તામસ મલ રહિતપણું થઈ સાત્વિકભાવ ઉત્પન્ન થવો તેને સત્વાપત્તિ કહે છે.

સર્વ સ્થળે વૈરાગ્ય વૃત્તિ રાખવી અને ઇશ્વરમાં ચિત્તનું રોકાઇ રહેવા પણું તેને અસંશક્તિ કહે છે.

જે કંઇ વસ્તુ જોવામાં આવે તેમાં ઇશ્વર અને તેની કૃત્તિ દેખ્યા કરે તેને પદાર્થભાવિની કહે છે.

ઇશ્વરની સાથે અભેદપણું તદ્રુપતા રક્ષી રાખવી તે તુર્યગા.

**योगांगनुष्ठानाद्‌शुद्धिक्षये ज्ञानदिप्तिरा विवेकख्याते २८**

યોગાંગનું અનુષ્ઠાન કરવાથી ચિત્તના દોષ જે મલ વિક્ષેપ અને આવર્ણ તે ધોવાઇ જાય છે. કર્મવડે મનનો મેલ ધોવાય છે. ઉપાસના વડે ચિત્તની ચંચલતા દુર થાય અને બ્રહ્મજ્ઞાનવડે અવિદ્યાત્મક અંધારૂ અને જડતા અને ઉંધી સમજ ધોવાઇ જઇ વિવેકજન્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**यमनीयमासन प्राणायाम प्रत्याहार धारणा ध्यानसमाधयोऽष्टा वंङ्गानि २९**

યોગના આઠ વિભાગ કરેલા છે. ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણુાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન, ૮ સમાધિ.

**तत्राहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः॥ ३०**

**યમ** એટલે મન વાણી કર્મથી કોઇને દુભાવવું નહિ. અને તેના પ્રાણુ અને શરીરનો વિયોગ કરવો યા કરાવવો નહિ. તેને અહિંસા કહે છે.

સત્ય. જે છે તેવું યથાર્થ બોલવું કરવું અને આચરવું તેને સત્ય કહે કહે છે.

**અસ્તેય** ચોરી ન કરવી તે

**બ્રહ્મચર્ય.** વીર્યની રક્ષા કરવી. અને એ શરીરસત્વ વૃથા નષ્ટ કરવું નહિ. તેથી બલ, બુદ્ધિ, પરાક્રમ, નિડરપણું, નિરોગીપણું, સહનશકિત, નિરોગી અને દીર્ઘાયું સંતતિ વીગેરે પ્રાપ્ત થાય છે. વીર્યવાન પુરૂષ જેટલા વર્ષ બ્રહ્મચર્ય પાળે તેથી ચાર ગણા વર્ષ સુધી તેનું જીવન થાય છે.

**અપરિગ્રહ** એટલે દીન થઇ યાચના ન કરવી. અને કોઇનું મફતીયુ તાકવું નહિ.

આ પાંચને યમ એમ કહે છે.

**जातिदेशकालसमयानवच्छिना सार्वभौमा महाव्रतम् ३१**

આ પાંચ યમ મનુષ્ય માત્રને પાળવાના છે. એમાં જાતિ દેશ, કાળ, બાધ કરી શકતા નથી. એને સાર્વભૌમ મહાવ્રત કરીને કહે છે.

**शौचसंतोषतपस्वाध्यायेश्वरप्रणिधानानि नियमा ॥ ३२**

મુખ્યત્વે કરીને નીચે લખેલા પાંચ નિયમો યોગીને પાળવાના છે.

૧ શરીર શુદ્ધિ એટલે શરીરને નાહી ધોઇ સ્વચ્છ રાખવું. મલિનતા રાખવી નહિ.

૨ જે કાંઇ મળે તેમાં સંતોષ માનવો.

૩ **તપ** કાયા, ઇન્દ્રિય, અને મન તેને ઇચ્છા થાય તેમ લગામ વગરના ઘોડાની પેઠે ભટકવા ન દેતાં આપણને ખાડામાં નાંખતા બચાવવા અને સુખ, દુઃખ, ટાઢ, તડકો, વરસાદ, ભુખ, તરસ, ઉજાગરો, વીગેરે દુઃખ સહન કરવાની ટેવ પાડવી.

૪ રોજ રોજ વેદાદી શાસ્ત્રોનો અભ્યાસ કરી બુદ્ધિ વધારતા જવું તેને **સ્વાધ્યાય** કહે છે.

૫ જપ તપ પૂજા વીગેરેથી ઇશ્વરને શરણે જવું તેને નમવું તેના ગુણ ગાઇ તેવા ગુણ પોતાનામાં આવે એવા આચરણ કરવાં અને તેની સહાયતા માગવી એને **ઇશ્વર પ્રણિધાન** કહે છે.

**वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ ३३**

આપણને કુતર્ક ઉઠે અને ધર્મ વિરૂદ્ધ આચરણ કરવાને મન લલચાય તો એ લાલચથી થતા નુકસાનનો વિચાર કર્યા કરવો. જેમકે વ્યભિચાર કરવાની ઇચ્છા થઇ તો લગ્નના કોલથી બંધાયલા વચનો તોડી વિશ્વાસઘાત કરવાથી પરિણામ ભયંકર આવશે. વીગેરે વિચાર કરવાથી વ્યભિચાર વૃત્તિ બંધ પડશે.

**वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानन्तफला इति प्रतिपक्ष भावनम्॥ ३४**

વિપરીત ભાવના કરવી એટલે હિંસાદિક કરવાં મન વાણી અને કર્મથી કોઇનાં મન દુઃખવવાં. અથવા તે જાતે કરવાં યા બીજા પાસે કરાવવાં. તેમાં સહાય કરવી, હુકમ કરવો, અથવા અનુમોદન આપવું. તે સર્વ સરખાજ ગુનેહગાર છે. એવી ભાવના રાખવી. પછી તે લોભને લીધે હોય, ક્રોધને લીધે હોય, મૂર્ખપણાને લીધે હોય, અજાણતાં કે જાણતાં કરી હોય તો પણ એના પરિણામ ઘણાં માઠાં નિપજે છે. આવો વિચાર કરવાથી પાપ બુદ્ધિ નિવૃત થઇ કુતર્ક થતા બંધ પડે છે. કુતર્કો અતિ જોરાવર વેગવાન હોય, મધ્યમ જોરવાળા હોય, કે જોર વગરના હોય તે પ્રમાણે તેનું ફળ ઘણું દુઃખકારક, મધ્યમ દુઃખકારક, અને સહેજસાજ દુઃખકારક થાય છે.

**આઘાત અને પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે પાપકર્મ અથવા પુણ્યકર્મના સંસ્કાર યથા કાળે ઉચિત સમયે અભિવ્યંજક પ્રાપ્ત થયે જે ભાવના હોય**

તેનું વ્યાજ સાથે અનંતફળ આપ્યા વિના રહેતાં નથી. અને કોઈના અટકાવેલાં અટકી શકતાં નથી પરંતુ એવો પણ એક બીજો નિયમ છે કે વાલ ખાવાથી પેટમાં દુઃખતું હોય તે ઉપર આદુ ચાવવું કે પેટમાં દુઃખતું રહી જાય તેમ પાપકર્મની સામે પુણ્યકર્મ થાય એટલે પ્રાયશ્ચિત્તઆદિક થાય તો તેની શિક્ષામાં ઈશ્વર વધારો ઘટાડો કરી શકે છે.

દ્રષ્ટાંત તરીકે એક જુવાન ગરીબ બ્રાહ્મણનો છોકરો અને એક રજપુતનો છોકરો એ બેને દોસ્તી હતી. બંનેની ભાવના એટલે અનુભવજન્યજ્ઞાન એક સરખાં ન હતા. બ્રાહ્મણનો છોકરો રોજ **वेद प्रणितो धर्मः अधर्मस्तद् विपर्यय**' એ વચન મુજબ એટલે વેદમાં જે કહ્યું છે તે પ્રમાણે આચરણ કરવાથી ધર્મની વૃદ્ધિ થઇ સુખની પ્રાપ્તિ થાય છે. અને જેને અધર્મ કહે છે કે જે દુઃખને ઉત્પન્ન કરે છે તે વેદ વિરુદ્ધ આચરણ કરવાથી થાય છે. એમ જણાવે છે ત્યારે રજપુતનો છોકરો કહે છેકે એ તો બધી લોકોને ધૂતવાની બ્રાહ્મણોની કલ્પના માત્ર છે. એમ એક બીજા રોજ વાત ચિત કરતા હતા એટલામાં એક દિવસ મહાશિવરાત્રિ આવી તે દિવસે બ્રાહ્મણના દીકરાએ કહ્યું કે આજનો દિવસ મહાપુણ્ય કરવાનો છે તેથી અપવાસ કરી આખો દિવસ અને રાત સત્કર્મ તથા પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આપણે બે જણ ગાળીશું રજપુતના છોકરાએ કહ્યું કે તારી વાત મને પસંદ નથી. આજે નવરાશનો વખત છે તેથી અમે તો ખાઇ પીને ચમન ઉડાવીશું જે ભોગવ્યું તે ખરૂં. એમ કરી કેટલાએક પૈસા લઇ દારૂં વેચાતો લઇ તેનું પાન કરી જુગારખાનામાં ગયો. અને જુગાર રમવા માંડયો. અને જુગારમાં સો રૂપીઆ રળ્યો. એટલે તેણે સુખડીયાને ત્યાં જઇ ખાજાં ઘેબર વગેરે મીઠાઇ ખરીદ કરી અચ્છી તરેહથી પોતે ખાધું તેમ બીજા દોસ્તદારોને પણ આપ્યું. આખો દિવસ મઝા કરી અને રમત ગમત કરી. રાત્રે બદફેલી કરવા કોઇ વારાંગનાને ત્યાં જવા તૈયાર થયો. રસ્તે જતાં તેના પગે કંઇ અથડાયા જેવું લાગ્યું. પેલાએ નીચે વળી જોયું તો કોઇની સોનાની મહોરની થેલી તેને હાથ લાગી તે લઇ ખુશી થઇ કહેવા લાગ્યો કે આજે તો આ હજાર રૂપીઆની મીલકત વગર મહેનતે પ્રાપ્ત થઇ છે તેથી તેને ખર્ચી ખુશ ખુશાલી કરવી. આમ કહી વેસ્યાને ત્યાંજ રાત રહ્યો. બીજી તરફ પેલો બ્રાહ્મણનો છોકરો નદીએ ટાઢા પાણીએ નહાઇ સ્નાન સંધ્યા કરી એક બીલીના ઝાડ ઉપર ચડયો. અને બીલ તોડવા માંડતાં પગ સરી જઇ તે ઉપરથી પડયો અને કમરનું હાડું ભાગી ગયું. આ જોઈ કોઈ ઠગારાએ કહ્યું કે આ બીલીનું ઝાડ તો

અમારૂં છે તું કેમ ચઢયો એમ કહી તેને બે તમાચા ચોઢી કહાડયા પેલો બિચારો બ્રાહ્મણ પૈસા ન હોવાથી એકલો જળનો લોટો ભરી મહાદેવની પૂજા કરવા ગયો. ત્યાં જતાં પગમાં એક મોટો કાંટો વાગ્યો. તેમ વીંછી કરડયો તેથી પૂજા વગેરે કંઇ થયું નહિ અને આખી રાત બૂમ પાડતો એક ખુણે પડી રહ્યો તેને કોઇએ લેખવ્યું પણ નહિ. બીજે દિવસે વીંછીની વેદના નરમ પડતાં બંને મિત્રો મળ્યા અને પોતાની વિતેલી હકીકત એક બીજાને કહી. રજપુતના છોકરાએ કહ્યું કે મારૂં ન માન્યું તેનું આ ફળ ભોગવ્યું. મારી સાથે આવત તો મઝા કરત બ્રાહ્મણના છોકરાએ પોતાનો સત્યાગ્રહ છોડયો નહિ અને કહ્યું કે તારૂં કહેવું ખોટું છે. બંનેને વાદવિવાદ થયો એટલે તેઓ સત્યાસત્યનો નિર્ણય કરાવા રાજા પાસે ગયા. રાજાએ શાસ્ત્રીઓની સભા બોલાવી આ બાબતનો નિર્ણય કરવા કહ્યું. બધાએ કહ્યું કે આ બ્રાહ્મણની વાત વેદાનુકૂલછે. અને આ ક્ષત્રીયનું વેદ વિરૂદ્ધ આચરણ છે પણ ધર્મનું પરિણામ દુઃખ એનો નિર્ણય અમારાથી થતો નથી. અમને પણ આશ્ચર્ય થાય છે અને વેદ ઉપરથી શ્રદ્ધા ઘટી જાય છે. અનુભવ જુદો અને જ્ઞાન જૂદું એવી દ્વિધા અમારી અવસ્થા છે. એટલામાં ત્યાં એક યોગી આવી પહોંચતાં તેણે સમાધિ દ્વારા બંને પક્ષનું કારણ તપાસી જોયું તો જણાયું કે આ રજપુતના પૂર્વ જન્મ કર્મને અનુસાર આજ રોજ ચક્રવર્તી રાજાની કન્યા સાથે લગ્ન થઇ રાજ્યાભિષેક થવાનો હતો. પણ વર્તમાન જન્મમાં પાપાચરણને લીધે તે યોગ એનો રદ થયો અને એકજ દહાડામાં આ હજાર રૂપિઆ મળવા રૂપ બનાવ બની તેનું પુણ્ય ખપી ગયું હવે પછી એ પુરૂષને ભાવિમાં દુઃખ દારિદ્રયને રોગ ઉત્પન્ન થઇ રીબઇ રીબઇ ને મરણ થશે. તેમ ઉત્તરોત્તર અધોગતિ થવાની છે. આ બ્રાહ્મણના છોકરાને શિવરાત્રિના દિવસે પૂર્વ જન્મમાં ગોહત્યા કરવાથી વર્તમાન જન્મમાં શૂળીએ ચઢવાનું હતું તે વિઘ્ન ઇશ્વર ભક્તિવડે કરીને દૂર થઇ કાંટો વાગી જતું રહ્યું છે. અને મૃત્યુથી બચ્યો છે. ધર્મની સદ્‌ભાવનાથી હવે આ બ્રાહ્મણ ઉત્તરોત્તર જન્મમાં અને આ જન્મમાં પણ વિદ્વાન સુખી કીર્તિમાન થઈ ઉત્તમ જન્મને પામશે.

આ ઉપરથી સર્વને સમજાશે કે વર્તમાનકાળમાં તો ભૂલ ભરેલોજ નિર્ણય થાય છે. ભૂત ભાવિ અને વર્તમાન એ ત્રણ કાળ ઉપર યથાર્થ વિચાર કરવાથી ધર્મનું ફળ અને પરિણામ સુખજ છે દુઃખ નથી એ સત્ય જણાશે.

### अहिंसा प्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ ३५

અહિંસા સ્થિર થયે, બીજાને આપણા ઉપર વૈરભાવ થતો અટકે છે. અને બાર ગાઉ સુધી વાઘ બકરી સાથે રમે છે, અને મારતા નથી. એવો યોગીઓના ઓજસનો પ્રભાવ છે.

### सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ ३६

સત્યવ્રત પાળવાથી અને તેમાં સ્થિર થવાથી ક્રિયા કર્યા વગર ફળની પ્રાપ્તિ થાય છે. જેવી રીતે કે સતિને યજ્ઞ કર્યા વગર સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિ ફક્ત પતિ સેવનાથીજ થાય છે. સત્યવ્રત સ્થિર થવાથી વાક્ય સિદ્ધિ આવે છે. **सत्यं ज्ञान अनंत ब्रह्म** એ શ્રુતિથી સત્ય એજ ઇશ્વરનું સ્વરૂપ છે. તેથી સાધુથી જે થવાનું છે તેજ વાક્ય એના મોંથી નીકળે છે. તેમજ એ જે બોલે છે તેનો આશય સત્ય છે તેથી તેમ થાય છે.

### अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥ ३७

ચોરી ન કરવાથી લક્ષ્મી પગ આગળ રોળાય છે. જેવી રીતે કે શાહુકારને ઘેર લોકો થોડે વ્યાજે રૂા. મૂકે છે. જો જરા વાંકો વ્યવહાર કરે તો તરત દરોડો પાડે અને દેવાળું નીકળે છે.

### ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्यलाभः ॥ ३८

બ્રહ્મચર્ય પાળવાથી પુરૂષ વીર્યવાન, બલ, બુદ્ધિ વાળો. પરાક્રમી નીડર દીર્ઘાયું રોગ રહિત થાય છે. જેવા કે ભીષ્મ હનુમાન વગેરે. વીર્ય હિન પુરૂષ કોલુમાં પીલઇ ગએલી શેરડીના કૂચા જેવો છે. કારણ તેમાંનો રસ પરિપક્વ થયા વગર નીચોવાઇ ગયો છે. અતિ સ્ત્રી સંગ કરવાથી માણસ નિર્બળ રોગી અને સ્નેહરહિત થાય છે જેમ ભશાના પોકળ દાણો કાચો હોવાથી બીયાં તરીકે કામમાં આવતો નથી તેમ અપક્વ વિર્યવાન પુરૂષની સંતતિ રોગી દરિદ્રિ ડરકુ થઇ અલ્પ કાળમાં મરણને શરણ થાય છે.

### अपरिग्रहस्थैर्ये जन्मकथंतासंबोधः ॥ ३९

અપરિગ્રહ એટલે મહેનત કર્યા વગર કોઇનું મફતીયું લેવું નહિ. બ્રાહ્મણને દક્ષિણા આપવી એ તેને ક્રિયા કરાવ્યા બદલનો પગાર છે. માટે તે લેવી. પણ જો બ્રાહ્મણ દાન લે તો તેનું બ્રહ્મતેજ કમી થાય છે. કારણ કે દાન એ કામ કર્યા વગર લેવાય છે અને તે લેનારનું શ્રેય સધાતું નથી.

અપરિગ્રહનું સ્થૈર્ય થયે. એટલે ઘણા વખત સુધી પાળવાથી પૂર્વ જન્મની વાત જાણવામાં આવે છે. જેની પાસેથી આપણે દાન લઇએ છીએ. તેના ઋણી આપણે થઇએ છીએ અને તેનું પાપ આપણે માથે લેવું પડે છે. આપણું મન તેનાથી બદ્ધ અને દબેલું રહે છે. જે માણસ દબાયલો રહે છે અને સ્વતંત્ર નથી તે કંઇ પણ સારૂં કામ કરવાને અશક્ત થાય છે અને તેને સ્વપ્ને પણ સુખ રહેતું નથી. જેવી તરેહથી કે એક રાજા બીજા રાજાને નબળો જોઇ તેના ઉપર ચડાઇ કરી તેને જીતી લે છે. અને તેના શસ્ત્ર અસ્ત્ર ધન વ્યાપાર કેળવણી વ્યાપારના સાધન જેવાં કે વહાણ ઇત્યાદિ કંઈ કરવા દેતો નથી. અને સર્વદા દાબમાં રખાય પ્રજા નીચોવાય અને નિર્બળ થાય એવા પોતાને ફાયદાકારક કાયદા રચે છે અને દેશ દ્રોહીને પોતાના પક્ષમાં હાજી હા કરવાને લાંચ આપી સામેલ રાખે છે. આવી તરેહના રાજ્ય લોભીઓ અને ધન લોભીઓને આવતે જન્મ વ્યાજ સાથે પાપનું ફળ ભોગવવું પડશે તેનું ભાન રહેતું નથી. ન્યાયની રીતે જોતાં આપણા પડોસી સહેજ અશક્ત હોય કે માંદો પડે એટલે તેના ઘરમાં ગુસી જઈ તેને મારી નાખીને તેનાં બાયડી છોકરાંના ધણી થવાનો હક કોઇને નથી. આત્મ રક્ષણનો હક અને સ્વતંત્ર રહેવાનો હક ઇશ્વરે સર્વને સરખો આપ્યો છે.

## शौचात्स्वांगजुगुप्सा परैरसंसर्गः ॥ ४०

સ્વચ્છતા પાળવાથી પોતાની કાયા ઉપર તેમજ પારકી કાયા ઉપર કંટાળો આવે છે. કેમકે તેમાં લીંટ, લાળ, મળમૂત્ર, પરસેવો, ચીપડા વીગેરે બધી ગંદીજ વસ્તુ ભરેલી છે, માત્ર શરીરમાં આત્મા હોવાથી પ્રિય લાગે છે. આત્મદર્શીનેજ કંટાળો આવે છે બીજાને તો કાયા એજ સર્વ કંઇ છે એવું અજ્ઞાન હોવાથી કાયા ઉપર આસક્તિ કાયમ રહે છે. તેથી તે અતિપ્રિય લાગે છે. અને તેથીજ મરદો કરતાં સ્ત્રીઓને દેહપર વિશેષ આસક્તિ હોય છે.તેથી હેર ઓઇલ નાંખવું માથાના વાળ કતરાવવા સેંથા પાડવા ઘરેણાં કરાવવા-ની હઠ કરી ધણીને જેલમાં જવા તથા ચોરી કરવા વખત આવે એવું કરવું અને પરપુરૂષની આગળ છાતી ખુલ્લી રાખીને કુલમર્યાદા ધર્મ મર્યાદા વૃધ્ધ મર્યાદા લોક મર્યાદા ઇત્યાદિની બેદરકારી રાખી હું બહુ ખુબસુરત છું એવું પરનરને બતાવવું અને પોતાનો પતિ ઘરમાં હોય તે વખત ડાકણ જેવું મુખું આથું રાખી ફાટેલો સાલ્લો પહેરવો અને હું પતિવ્રતા છું એવું ડોળ ઘાલી ધણીને છેતરવો ઇત્યાદિ શરીર આસક્તિના ચિન્હ છે. આ પ્રકારની

આસક્તિ જેની દૂર થઇ છે વસ્ત્રાલંકાર અને શરીરની ટાપટીપની જેને બેદરકારી છે તે બ્રહ્મવિલાસી યોગી અથવા વિદ્યાવિલાસી પુન્યવાન પુરૂષ છે.

**सत्वशुद्धि सौमनस्यैकाग्र्येन्द्रियजयात्मदर्शनयोगत्वानिच ॥ ४१**

પવિત્રતા રાખવાથી સત્વ શુધ્ધ-સૌમનસ્ય અર્થાત મનની પ્રફૂલ્લતા એકાગ્રતા, ઇન્દ્રિવિજય અને આત્મદર્શન કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. અતિશય વિષાદ આચ્છન થઇ મ્હોં તોબરા જેવું ભારે કરી રહેવું એ તમો ગુણનું લક્ષણ છે. અને હસતું મુખ અને નિર્મલ શુધ્ધ અંતઃકરણ અને આંખમાં અમી તથા દયા પ્રેમ ઇત્યાદિ સત્વગુણનું લક્ષણ છે, કેમકે સત્વ શિલ નિરોગી-દૃઢ પરોપકારી વીરનર અને સાહસીક મનુષ્યજ યોગી થવાને લાયક છે.

**संतोषादनुत्तमः सुख लाभः ॥ ४२**

સંતોષનું સ્થૈર્ય થયે લોભ લાલચનો ત્યાગ કરવાથી અતિશય સુખ પ્રાપ્ત થાય છે.

**कायेन्द्रियसिद्धिरशुद्धिक्षया त्तपस ॥ ४३**

તપશ્ચર્યા કરવાથી કાયા અને ઇંદ્રિયોની શુધ્ધિ થાય છે. અને વિશ્વામિત્રના જેવું અદ્દભુત સામર્થ્ય આવે છે.

**स्वाध्यायादिष्टदेवता सम्प्रयोगः ॥ ४४**

વેદ શાસ્ત્રનો અભ્યાસ અને જપાદિક વારંવાર કરવાથી તેના અભ્યાસ વડે સતત રટણ થઈ જે દેવની ઉપાસના કરે છે તે દેવનું દર્શન થાય છે.

**समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ॥ ४५**

ઇશ્વર ઉપર ભરોસો રાખી તેને સર્વસ્વ સપુરત કરી તેને અનન્ય ભાવે શરણ જવાથી સમાધિ પ્રાપ્ત થાય છે.

**स्थिर सुखमासनम ॥ ४६**

જે આસન રાખવાથી શરીરની સ્થિતિ સુખકારક થઇ સ્થૈર્ય પ્રાપ્ત થાય અને પ્રાણનું આવાગમન સ્થિર થાય અને તેથી દેહભાન ભૂલી જવાય તેને યોગાસન કહે છે.

આપણું શરીર આપણને સ્થિર લાગે છે પણ તે સ્થિર નથી. સમુદ્રના મોજામાં જે પ્રમાણે હોડી ડોલડોલા થાય છે તે પ્રમાણે રક્તા ભિસરણ

હ્રદયમાંથી નાડીમાં થતાં અંદરથી આખા શરીરની નાડીઓમાં રક્ત ધમધમાટ કરતું ઉછળી રહ્યું છે માટે આપણું શરીર સ્થિર નથી. ટેવ પડી ગઇ છે માટે સ્થિર લાગે છે.

प्रयत्नशैथिल्यानन्तसमापत्तिभ्याम् ॥ ४७

દેહભાન ભૂલાવાથી મનનું સ્થૈર્ય પ્રાપ્ત થાય છે અને ટાઢ તડકો વિગેરેનું દુઃખ લાગતું નથી અને તે સહન કરવાની અજબ શક્તિ પ્રાપ્ત થાય છે.

આસન કરવામાં નિષ્ફળતા થાય તો ઇશ્વરની અનંત શકિતનો વિચાર કરી તેની પાસે ધૈર્ય યાચવું એટલે ઇશ્વર કૃપાથી આસન સિધ્ધ થશે.

ततोद्वंद्वा नभिघातः ॥ ४८

તેથી કરીને આ જગતના દ્વંદ્વ એટલે પરસ્પર વિરૂધ્ધ પદાર્થો દુઃખ આપી શકશે નહિ. અને મનને ચંચળ કરી શકશે નહિ.

तस्मिन् सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः ॥ ४९

શ્વાસ અને પ્રશ્વાસની ગતિ ભંગ કરવી તેનું નામ પ્રાણાયામ કહેવાય છે. પ્રાણવાયુ એ જીવનની શકિત છે. તે સમષ્ટિના પ્રાણનો એક નાનો વિભાગ છે.

बाह्यभ्यतंरस्तम्भवृत्तिः देशकालसंख्याभिः परिदृष्टोदीर्घसूक्ष्मः ॥५०

પ્રાણવાયુને અંદર ખેંચવો અથવા બહાર ફેંકવો અથવા શરીરની અંદર કે શરીરની બહાર કોઇ ઠેકાણે રોકી રાખવો. કે આખા બ્રહ્માંડ સુધી લંબાવવો—અથવા બ્રહ્માંડમાં રોકી રાખવો. અમુક કાળસુધી પ્રાણાયામ કરવો. તેની સંખ્યા તેનું માપ યોગી નિત્ય પ્રયત્ન કરતાં સમજી શકે છે.

बाह्याभ्यन्तरविषयोक्षेपीचतुर्थः ५१

પ્રાણને શરીરની અંદર લેવો અને બહાર ફેંકવો એને ચોથા પ્રકારનો પ્રાણાયામ કહે છે.

ततः क्षीयते प्रकाशावरणम् ॥ ५२

એ વડે કરીને બુધ્ધિ ઉપર જે રજસ તમો મલના વાદળાં વડે અંધકાર વ્યાપી રહેલો છે તે મટી જઇ શુધ્ધ સત્વ એટલે નિર્મલ જ્ઞાન પ્રકાશે છે અને બુધ્ધિ તિવ્ર થાય છે.

**धारणासु च योग्यता मनसः ॥ ५३**

એમ કરવાથી ચિત્તની એકાગ્રતા થવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

**स्वविषया संप्रयोगे चित्तस्य स्वरुपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः ५४**

ચિત્તે જે વિચારનું ગ્રહણ કર્યું તે વિચારમાં ઇન્દ્રિયો અનુકુળ થાય છે અને પોતાના અન્ય વિષયોને છોડી દે છે તેને પ્રત્યાહાર કહે છે. જે પ્રમાણે પ્રમાણે મુખ્ય મધપુડાની નેતા જ્યાં જાય છે તેની પાછળ બીજી બધી માખીઓ દોડી જાય છે તે પ્રમાણે ચિત્ત જે ઇન્દ્રિયોનું નેતા છે તેની પાછળ સર્વ ઇન્દ્રિયો વશ થઇ દોડી જાય છે. અને પોતાનો વિષય તેને બીજી ખેંચી લઇ જતો નથી.

**तत परमवश्यतेन्द्रियाणाम ॥ ५५**

તેથી કરીને લગામ વાળો બગીનો ઘોડો જેમ હાંકનારની મરજી મુજબ ચાલે છે અને પોતાની ઇચ્છા મુજબ ચાલવું તજી દે છે તે પ્રમાણે ઇન્દ્રિયો ચિત્તના વિચારને આધિન થાય છે. અને પોતાનો વિચાર છોડી દે છે. અને શરીર ઉપર મનની સત્તા જામે છે.

**ॐ असतो मा सद्गमय तमसो मा ज्योतिर्गमय**

**ॐ शांतिः शांतिः शांतिः**



# तृतिय अध्याय.

# વિભૂતિપાદ.

હવે યોગના ત્રીજા અધ્યાય તરીકે યોગજન્ય ઐશ્વર્ય કહેવામાં આવે છે.

देशबन्धश्चितस्यधारणा ॥ १

કોઇપણ સ્થાનમાં મનોવૃત્તિનું રોકાણ ઘણા વખત સુધી સ્થિર કરી રાખવું અને આડે આવતી બીજી મનોવૃત્તિઓને અટકાવવી તેને ધારણા કહે છે.

तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ २

તેની તે અવસ્થામાં એક સરખા પ્રવાહરૂપે એક વિષયનાં જ્ઞાનમાં–જે સ્થિતિ તેને ધ્યાન કહે છે.

तदेवार्थमात्रनिर्भासं स्वरुपशून्यमिव समाधिः ॥ ३

એકની એકજ વસ્તુમાં તે સંબંધી વિચારની પરિપાક અવસ્થાએ અર્થાકાર વૃત્તિ સ્થિત થાય અને અંતરમાં કાંઇ અવનવી પ્રેરણા સ્ફુરે અને પોતાનું ભાન ભૂલી જાય તેવી અવસ્થાનું નામ સમાધિ કહે છે.

त्रयमेकत्र संयमः ॥ ४

ધારણા ધ્યાન અને સમાધિ એ ત્રણ એકત્ર થાય તેને સંયમ કહે છે. સંયમ એટલે દેશ, કાળ, વસ્તુ અર્થાકાર રૂપે એક સરખી ભાસે અને તે વસ્તુનો બાહ્ય આકાર ભૂલી જઈ તદાકાર વૃત્તિ થાય તેને સંયમ કહે છે.

આ શાસ્ત્ર યોગનું શાસ્ત્ર છે એટલે આમાં મુખ્યત્વે કરીને સત્વ ગુણ વધારી ગુણાતિત થઇ બ્રહ્મભાવને પામવો અને જન્મ મરણથી રહિત થવું એ તાત્પર્ય છે. પણ આ દુર્ઘટ શાસ્ત્ર સર્વને માટે નથી. ઇશ્વરે રજોગુણ અને તમોગુણ નિરમેલાં છે તે કાંઇ નિરર્થક નથી અથવા કોઇ ભુલથી નિરમેલાં નથી. એ ગુણોના અધિકારીઓને એ ગુણ અવશ્ય જરૂરનાં છે. આપણી છાતી ઉપર ચઢી બેસી આપણું ખૂન કરવાને કોઇ ચોર આવ્યો હોય તો તે વખતે આપણે કલેકટર સાહેબ ઊંઘતા હોય કે વકીલ સાહેબ

સુતા હોય તો અરજી લખવા બેસતા નથી તેમજ રેંટીયો લઇ સુતર કાંતવા બેસતા નથી તે સમયનો ધર્મ એટલે કર્તવ્યકર્મ એજ છે કે મનમાં ક્રોધ લાવી આપણું સર્વ સામર્થ્ય તેના હાથમાંથી શસ્ત્ર ઝુંટવી લઇ તેને રોકવું અને તેનો પ્રાણ લેવો. આ વિષયમાં વેદનું પ્રમાણ

ॐ तेजोसि तेजोमयिधेही: जलमसि जालममयिधेही: वीर्यमसि विर्यमयिधेही: मन्युरसि मन्युमयिधेही ઇત્યાદિ. હે પ્રભો ! તમે ક્રોધના ભંડારરૂપ છો. સંહાર સ્વરૂપ છો. રૂદ્ર સ્વરૂપ છો માટે મારામાં દુષ્ટ રાક્ષસો અને પાપિઓ ઉપર ક્રોધની પ્રેરણા કરો. તેમજ સર્વ જણાએ રોજ શિવરાત અને અગીઆરસ કરવાની નથી અને યોગીના કંદ ભાજી ખાવાના નથી. તેને તો સંસાર ચલાવવાનો છે. પ્રજોત્પત્તિ કરવાની છે. દ્રવ્ય મેળવી સંચય કરવાનું છે. સ્ત્રી પુત્ર અને મિત્ર ઉપર પ્રીતિ ભાવ રાખવાનો છે. દેશનું અને લોકનું કલ્યાણ કરવાનું છે. ભીષ્મ અને અશ્વસ્થામા જેવાં પરાક્રમ કરવાનાં છે. સાધુ, સતિ, સંતો–દેવાલયો અન્નછત્રો ધર્મ શાળાઓ, નિશાળો, બંધાદિ રક્ષણ શિક્ષણ નીતિ ધર્મ ઇત્યાદિને આશ્રય આપી કુટુંબ પોષણ કરી સંસાર ચલાવવાનો છે. માટે વેદાંતિઓએ રજસ તમોમલને નકામાં ગણી કાઢી નાંખ્યા છે છતાં તે સત્વગુણ જેટલાજ જગતમાં અવશ્ય જરૂરનાં છે. બધાએ કંઈ યજ્ઞો પવિત થતાં વારને શંકરાચાર્ય થઈ શકતાં નથી. સર્વના કર્મ સંસ્કારો ભિન્ન ભિન્ન છે માટે તેમને ધર્મમાર્ગમાં પ્રવૃત્ત થવાને લોભ નિવૃત્તિ સાથે પ્રવૃત્તિની પણ જરૂર છે.

## तज्जयात्प्रज्ञा लोक: ॥ ५

સંયમ ઉપર કાબુ મેળવ્યાથી બુદ્ધિ તિવ્ર થાય છે. બુદ્ધિ તિવ્ર થવાથી દરેક વસ્તુમાં મન સહેલથી પ્રવેશ કરી શકે છે. એ મનના પ્રવેશથી નહિ જાણેલી એવી વસ્તુ ઓચીંતી સ્ફુરણ થાય છે. એટલે નવી શોધ થાય છે.

## तस्यभूमिषु विनियोग: ॥ ६

વિતર્ક વિચાર આનંદ અને અસ્મિતા એ ચાર પગથીએ ધીમે ધીમે ચઢતાં ચઢતાં સંયમ કરવો. પણ અધિરા થઈ એકદમ લાડવો ખાવાનો યત્ન કરવો નહિ. પ્રથમ સ્થુલ ભૂમી ઉપર, પછી સુક્ષ્મ ભૂમિ ઉપર, પછી બુદ્ધિરૂપ ભૂમિ ઉપર. અને ત્યારબાદ અહંકાર ઉપર ક્રમે ક્રમે સંયમ કરવો અને જય મેળવવો.

**त्रयमन्तरंग पूर्वेभ्य: ॥ ७**

ધારણા ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગ યોગમાં સંપ્રજ્ઞાત યોગનાંઅંતરંગ સાધન કહેવાય છે.

**तदपि बहिरंगे नीर्बिजस्य ॥ ८**

અને યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર એ પાંચ અસંપ્રજ્ઞાત યોગના બાહ્ય સાધન કહેવાય છે.

**व्युत्थाननिरोधसंस्कारयोरभिभवप्रादुर्भावो निरोध क्षणचितान्वयो निरोधपरिणामः ॥ ९**

વિચારને। ઉદ્‌ભવ અને વિચારનું રોકાવું વારંવાર થયે તેના સંસ્કારને। જય અને પરાજય થતાં જેટલો વખત નિરોધ અવસ્થા ટકે છે. તેટલો વખત ચિત્તને। નિરોધ પરિણામ થયો એટલે બ્રહ્માકાર વૃત્તિ થઇ એમ કહેવાય છે.

**तस्य प्रशांतवाहिता संस्कारात् ॥ १०**

વારંવાર ચિત્ત નિરોધ કરવાથી તૈલ ધારવત એક સરખું ચિત્ત રજસ તમોમલ રહિત થઇ સ્થિર ધારા સમાન વહે છે. અને સંપુર્ણ શાંતિ મળે છે.

**सर्वार्थतैकाग्रतायोः क्षयोदयौ चितस्य समाधि परिणाम: ॥ ११**

ચોથા પાદના સુત્રમાં વ્યાખ્યા કરેલી સ્વાર્થતા અને એકાગ્રતાને। અસ્તોદય થતાં તેના પરિણામમાં સમાધિ થાય છે.

એક ક્ષણુમાં હૃદયને। ધપકારો થાય છે. એક ધપકારો થાય તેટલા વખતમાં સુમારે ૪ વિચાર ઉત્પન્ન થાય છે. એટલી મનના વિચારની ઝડપ છે. અને મનોવૃત્તિ સર્વ ઠેકાણે ભમ્યા કરે છે. તેના ઉપર લગામ તરીકે બુધ્ધિરૂપી અટક છે. તથી બુધ્ધિમાં મનને સર્વ દિશાએ ભટકતું અટકાવી જે વસ્તુને મનમાં ધારી છે તે એકજ ઉપર વિચાર સ્ફુરે તેને સમાધિ અવસ્થા કહે છે.

**ततः पुनः शांतोदितौ तुल्यप्रत्ययौ चितस्यैकाग्रता परिणाम ॥ १२**

સજાતિય મનોવૃત્તિને। ઉદય અને વિજાતિય મનોવૃત્તિનું બંધ પડવું અને ભુત અને વર્તમાન કાળનું ભુલી જવું. તેને એકાગ્રતા પરિણામ કહે છે.

સમાધિમાં સર્વ વૃત્તિનો લય અને એકજ વૃત્તિનો ઉદ્દ્ભવ થાય છે. સમાધિમાં વિક્ષિપ્તતાનો પરાજય અને એકાગ્રતામાં સજાતિય મનોવૃત્તિનો તૈલ ધારવત્ત પ્રવાહ ચાલવો અને નિરોધ અવસ્થામાં સરોવરના જળની પેઠે સ્થિર અને અગાધ જળના એકઠાં થવા સરખું પરિણામ છે. તે એકાગ્રતા અને સમાધિમાં એટલા ભેદ છે. નિરોધ પરિણામમાં વૃત્તિઓ ઉઠતી રોકવી. અને નિરોધ અવસ્થાની એટલે કુંભક પ્રાણાયામ અવસ્થાને એટલે બ્રહ્મ દશાની સ્થિતિ તે નિરોધ પરિણામ છે. પરિણામત્રય નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ચિત્તનો પરિણામ | સ્થુલ પદાર્થનો પરિણામ | ધર્મ પરિણામ |
| નિરોધ પરિણામ | ધર્મ પરિણામ | ગુણ પરિણામ |
| સમાધિ પરિણામ | લક્ષણ પરિણામ | લક્ષણ પરિણામ |
| એકાગ્રતા પરિણામ | અવસ્થા પરિણામ | વિશેષ વ્યક્તિ પરિણામ |
| | | અવસ્થા પરિણામ કાળે કરી નવું જૂનું પરિણામ થાય તે બાલયુવા વૃદ્ધ ઇત્યાદિ |

**एतेन भूतेन्द्रियेषुधर्मलक्षणावस्थापरिणामा व्याख्याताः ॥ १६**

આથી કરીને ઉપર મુજબ સ્થુલ એટલે ભૂત અને ઇન્દ્રિયોના પદાર્થના પરિણામત્રયનું વ્યાખ્યાન સમજી લેવું. મન ક્રમેક્રમે બદલાય એ મનનો ધર્મ પરિણામ. એને વર્તમાન અવસ્થામાં રાખી શકાય તે કાળગત પરિણામ અને મન વર્તમાન કાળને છોડી ભૂત કાળમાં પ્રવેશ કરે તેનું નામ અવસ્થા પરિણામ.

આ પ્રમાણે મનોવૃત્તિઓ ઉપર કાબુ રાખવાના અભ્યાસથી સંયમ સિદ્ધ થાય છે.

**शान्तोदिताव्यपदेश्यधर्मानुपाती धर्मी ॥ १४**

ત્રણે કાળમાં ધર્મને એટલે તેના ગુણને નહિ છોડનાર તે ધર્મી.

સ્થિતિ, લય અને ઉદ્ભવ એ ત્રણે શક્તિનું એકત્ર નામ ધર્મ છે.

**क्रमान्यत्वं परिणामान्यत्वे हेतुः ॥ १५**

ભિન્નભિન્ન પરિણામ થાય તેનું કારણ પદાર્થના પરમાણુની ગોઠવણીમાં ભેદ હોવો એ છે. કારણના ભેદે કાર્ય ભેદ થાય છે.

**परिणामत्रयसंयमादतीतानागतज्ञानम् ॥ १६**

હવે સંયમ કરવાના ફળ કહે છે. પરિણામ ત્રય ઉપર સંયમ કરવાથી ત્રિકાલ જ્ઞાન પ્રાપ્ત થાય છે. જેમકે તલમાંથી તેલ અને ખોળ નીકળવાની શક્તિ છે. પણ દરિયાની રેતીમાંથી તેલ અને ખોળ કદાપી નીકળતા નથી. એટલા માટે ઘાંચી ઘાણીમાં રેતી પીલતો નથી પણ તલનેજ પીલે છે કે તેલ નીકળે. ઘાંચી સંયમ કરવાથી એક ક્ષણમાં સમજી શકે છે કે તેલ નીકળવાની શક્તિ તલમાં છે. તે ત્રણે કાળમાં એક સરખી છતાં કાચા તલમાંથી તેલ નીકળશે નહિ તેમજ જે તલમાંથી તેલ નીકળી ચૂક્યું છે તેમાંથી ભાવિમાં તેલ નીકળવાનું નથી. જે દેગડીમાં તેલ છે. તેનેજ માત્ર તે દેખે છે. અને કહે છે કે તલમાંથી તેલ તમામ નીકળી ચૂકયું હવે નીકળવાનું નથી.

**शब्दार्थप्रत्ययानामितरेतराध्यासात्संकरस्तत्प्रविभागसंयमात्-सर्वभूतरुतज्ञानम् ॥ १७**

શબ્દમાં ત્રણ ક્રિયા છે. પ્રથમ કંપન. બીજી અનુભવપ્રવાહ અને ત્રીજી પ્રતિક્રિયા. એ ત્રણ શક્તિ શબ્દમાં રહેલી છે. શબ્દ અર્થ અને જ્ઞાન ભિન્ન છતાં તે એક છે એવું મિથ્યા જ્ઞાન લેવાની જન સમુદાયને ટેવ પડી ગઇ છે પણ યોગીને તે ત્રણે વાના છૂટાં પાડી સર્વ ભૂતની જાણ સંયમથી થાય છે જેમકે "લાડુ" એ શબ્દના ઉચ્ચારથી લકાર અને ડકારનો ધ્વની થાય છે. અને લોકો સમજે છે કે લાડુ એટલે ઘી ગોળ અને ઘઉંનો ગોળો એ બોલનારની મતલબ છે. પણ બોલનારના મનમાં લાડુ નામની વેશ્યાનું જ્ઞાન છે અને તેને બોલાવે છે એ ભેદ સંયમ એટલે વિચાર કરવાથી માલુમ પડે છે.

**संस्कारसाक्षात्करणात् पूर्वजातिज्ञानम् ॥ १८**

સંસ્કાર ઉપર સંયમ કરતા જણાય છે કે પૂર્વ જન્મમાં એ અમુક જાતિમાંનો હતો. જેમકે એક માણસ ઝાડના ડાખળાં તોડીને ખાવા કરે

અથવા તેને લાકડું ખાવાની ઇચ્છા થાય તો તે ઉપરથી અનુમાન થઇ શકે કે લાકડા ચાવનાર હાથીનો તેનો જન્મ હતો તેની ટેવ રહી ગઇ છે.

**प्रत्ययस्य परचित्तज्ञानम् ॥ १९**

માણુસના ચહેરા ઉપર હાલતા પરમાણુ ઉપર લક્ષ આપવાથી તેના મનોગત વિચારનું જ્ઞાન થાય છે. જેમકે વાંકી આંખે જોયા કરે તેને કામાતુર સમજવો. લાલ આંખ કરી સ્થિર ભાવે જોનારને ક્રોધ થયો એમ સમજવું. ઇત્યાદિ પારકાના મનમાં શું છે તેની ખબર પડે છે.

**नचतत्सालम्बनंतस्याविषयाभूतत्वात्**

એકલા શરીરના બાહ્ય લક્ષણુ ઉપરથી પારકાનું ચિત્ત બરાબર સમજાતું નથી. પણુ તેની સાથે તેના મન વિષયક સંયમ કરવાથી તેના ચિત્તમાં શું છે તે જણાય છે. માટે એ બંને ઉપર વિચાર કરવાની જરૂર છે.

**कायरूपसंयमात् तद्ग्राह्यशक्तिस्तंभे चक्षुः प्रकाशाऽसंप्रयोगेऽन्तर्द्धानम २०**

પોતાના શરીરનો આકાર અને પોતાનો ગુણુ સામાની નજરે દેખાતો બંધ કરવા બદલ સંયમ કરવો તેને અંતર્ધ્યાન થવું કહે છે. તેમજ શબ્દ સ્પર્શ રૂપ રસ એનું પણુ વિસ્મરણુ કે સ્મરણુ થઇ શકે છે. જેમકે જાદુગર કપટ વડે કાચની ચીમની બધાના દેખતા મોઢામાં ભાગી કરડ કરડ ચાવે છે તેથી જોનારનું ટોળું વિસ્મય પામે છે કે આ કાચ ચાવી ગયો પણુ જે ચીમની બતાવી હતી તે ખાંડની ચીમની હતી માત્ર આકાર અને રૂપ ચીમનીના હતા. વસ્તુતઃ જાદુગરની એ ઠગ વિદ્યા છે એણે કાચ ખાધો નથી પણુ ખાંડ ખાધી છે.

**सोपक्रमं निरुपक्रमं च कर्म तत्संयमादपरांत ज्ञानमरिष्टेभ्योवा २१**

જે કર્મોનાં વિપાકકાળનું જ્ઞાન તે ઉપર સંયમ કરવાથી અને કેટલાં એક લક્ષણુ ઉપરથી મૃત્યુના દેસ કાળ સમય ઇત્યાદિ યોગી જાણી શકે છે. જેમકે ક્ષય રોગ થયો એટલે વૈદ્ય જાણી શકે છે કે તે અમુક દિવસ રહીને રોગી મરી જશે. તેમજ મહતત્વ એ સર્વ પ્રકારના જ્ઞાન શકિતનો ભંડાર હોવાથી તેમાંથી જે જે વિષયનો સંયમ કરે છે તે તે જ્ઞાન તેમાંથી સ્ફુરે છે એટલે યોગીને તુરત પોતાના મૃત્યુના દેશકાળની ખબર પડે છે.

मैत्र्यादिषु बलानि ॥ २२

મનુષ્ય અખિલ વિશ્વની અનંત શકિત સમુહમાંનો એક વિભાગ છે. જેની રીતે એક તતડીયો મોટી આગ લાગ્યાના અગ્નિનો એક વિભાગ છે. અગ્નિમાં જે શકિત છે એટલે કે પ્રકાશ બાળવાપણું અને પદાર્થને છિન્ન ભિન્ન કરવા તે શક્તિના ગુણ તતડીયામાં પણ છે. તેટલા માટે તે ઉપર સંયમ કરવાથી જે જે શકિતનો વિચાર કરે તે તે શક્તિ પ્રાપ્ત થાય છે. આખા જગતમાં જેવો ભાવ રાખે તો તે તેના ઉપર આખું જગત તેવોજ ભાવ રાખે છે જેમકે મહાત્મા તીલકે આખા હિંદના હિંદુ મુસલમાન પર પ્રીતી ભાવ રાખ્યો તે પ્રમાણે આખું હિંદ તિલકને ચહાય છે. આઘાત અને પ્રત્યાઘાત એ સૃષ્ટિનો મહાન નિયમ છે તે પ્રમાણે આપણે જે કર્મ કરીએ તે કર્મ તેટલાજ આવેગથી આપણી તરફ પાછું આવી ભોગ આપે છે.

बलेषु हस्ति जलादिनी ॥ २३

કોઇ બળ વગરનો માણસ એમ વિચાર કરે કે મને હાથીના જેટલું બળ પ્રાપ્ત થાય તો તે સંયમ કરે છે. તરતજ તેને એવું કંઇ સ્ફુરણ થાય છે કે સેન્ડોએ ભીમે અથવા હનુમાને અથવા ભીષ્મે જે યમ નિયમ પાળ્યા છે તે પ્રમાણે નિયમો પાળવાથી બળ પ્રાપ્ત થશે.

प्रवृत्यालोकन्यासात्सूक्ष्मव्यवहितविप्रकृष्टज्ञानम् ॥ २४

બુધ્ધિ સત્વના પ્રકાશથી સંકલ્પ માત્રે કરીને યોગી અતિ દૂરની અથવા મોટામાં મોટી કે ઝીણામાં ઝીણી વસ્તુ તેના ગુણ તેનો દેશ તેનો કાળ તેની જાત વીગેરે સંયમ કરવાથી જોઇ શકે છે.

भुवनज्ञानं सूर्ये संयमात् ॥ २५

સૂર્યમાં સંયમ કરવાથી સંકલ્પ માત્રે કરીને ત્રિભુવનનું જ્ઞાન થાય છે.

चन्द्रे ताराव्यूहज्ञानम् ॥ २६

ચંદ્રમાં સંયમ કરવાથી તારાની રચનાઓ અને આવાગમન ઇત્યાદિનું જ્ઞાન થાય છે.

ध्रुवे तद्गति ज्ञानम् ॥ २७

ધ્રુવમાં સંયમ કરવાથી ધ્રુવ લોકનું અને તેની ગતિનું જ્ઞાન થાય છે.

## नाभिचक्रे कायव्यूहज्ञानम् ॥ २८

નાભિચક્રમાં સંયમ કરવાથી શરીરની રચનાનું જ્ઞાન થાય છે.

યોગશાસ્ત્રમાં નાડી-ચક્ર ઈત્યાદિ શબ્દો છે તે ડોકટર સાહેબોના કહેવા પ્રમાણે મુડદાં ચીરવાથી દેખાતા નથી. આ ચક્રો નાડી ઈત્યાદિ ધ્યાન યોગ કરવા માટે યોગીઓની કલ્પના છે એવું અમને લાગે છે. જે પ્રમાણે અવધાન શક્તિમાં હૃદય કમળ અને તેની પાંખડીઓની કલ્પના છે તે માત્ર ધ્યાન સ્થિર થવા માટે અને સ્મરણ શક્તિ વધારવા માટે કલ્પિત છે તે પ્રમાણે આ યોગના ચક્રોની કલ્પના છે. એવું અમારૂં ધારવું છે.

યોગ ચાર પ્રકારના છે.

૧ રાજયોગ અથવા જ્ઞાનયોગ એટલે જ્ઞાન પ્રાપ્તિ દ્વારા ઇંદ્રિય પ્રાણ અને મન સ્થિર કરી બ્રહ્મપ્રાપ્તિ કરવી એ એનું ફળ છે.

૨ હઠયોગ બાઇડીને લાકડી મારી વશ રાખવી તેવો આ શરીરની કસરતો વડે પ્રાણ આદિ સ્થિર કરી ઇશ્વરની પ્રાપ્તિ કરવી.

૩ મંત્રયોગ સાંકેતિક શબ્દના ઉચ્ચાર પૂર્વક જપ કરી ઇશ્વર કૃપા મેળવીને મુક્ત થવું અને આ જગતની અનેક સિદ્ધિઓ મેળવવી એ એનું ફળ છે.

૪ લયયોગ મન ઇન્દ્રિય આદિ ઇશ્વરમાં અર્પણ કરી મૌન રાખી તેના ધ્યાન સિવાય અન્ય વસ્તુનો ત્યાગ કરવો અને તેથી ઇશ્વરની કૃપાપાત્ર થવું એ એનું ફળ છે.

## कण्ठकूपे क्षुत्पिपासा निवृत्तिः ॥ २९

કંઠકૂપમાં સંયમ કરવાથી ક્ષુધા અને તૃષાની નિવૃત્તિ થાય છે.

## कूर्म नाड्यां स्थैर्यम् ॥ ३०

કૂર્મ નાડીમાં સંયમ કરવાથી શરીરમાં સ્થિરતા પ્રકટે છે.

## मूर्धज्योतिषि सिद्ध दर्शनम् ॥ ३१

મસ્તકમાં રહેલી જ્યોતિ પ્રત્યે સંયમ કર્યાથી સિદ્ધ પુરૂષોના દર્શન થાય છે.

ડોકટર સાહેબોને મસ્તકમાં રહેલું ભૂરા રંગનું પાણી અને મસ્તકના માંસમાં ખાડા પડેલા દેખાય છે તે ઉપરથી તેઓ અનુમાન કરે છે કે આમાંથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે. અને બુદ્ધિબળ પ્રકટે છે. પણ જો એમ થતું હોય તો એક મુડદાના માથાનું ભુરા રંગનું પાણી બીજા મુડદાના માથામાં રેડવાથી તે મુડદું પાછું સજીવન થઈને પહેલા કરતાં ઘણું બુદ્ધિમાન થતું જોઈએ. પણ હજુ સુધી તેવું કોઈએ કરી બતાવ્યું નથી.

દેવયાન સુષુમ્ણા અથવા ઉત્તર માર્ગ અથવા વિદ્વાનોનો માર્ગ અથવા જ્યોતિર્માર્ગ અર્ચિમાર્ગ અ થવા પુણ્યવાનનો માર્ગ જેને કહે છે તે જ્યોતિર્મય છે. એટલે પ્રકાશ અને જ્ઞાન તે માર્ગમાં વિશેષ છે. માર્ગ શબ્દનો અર્થ કોઇ મ્યુનીસીપાલીટીએ બાંધેલી સડક નથી પણ પ્રકાશ અને જ્ઞાન જ્યાં હોય છે તે તે સ્થળે તેવા તેવાની સંગતિમાં અને પરિસ્થિતિમાં તે જાય છે એનું નામ માર્ગ કહ્યું છે. મસ્તકની અંદર ખોપરીમાં એક ઝીણું છીદ્ર છે. તે દ્વારા એ સૂર્યના કીરણોનો આશ્રય લઇ જ્યાં જ્યાં સૂર્યનો પ્રકાશ છે ત્યાં ત્યાં તે જાય છે. જ્ઞાન અને પ્રકાશ એ બેનો સંબંધ સત્યજ્ઞાન અનંત અથવા પ્રજ્ઞાન અથવા બ્રહ્મ જેને કહે છે તેની ઘણીજ નજીકની વસ્તુ છે. તેથી જે માણસ એ દશમદ્વારથી જગતમાં વિચરવાનો વિચાર કરી ધ્યાન વડે ત્યાં થોભે છે ત્યાં તેને અગ્નિઆદિકની જ્યોતિ દેખાય છે. અને જેને અષ્ટ મહા સિદ્ધિ પ્રાપ્ત થઈ છે તથા ઇશ્વર જેવા બની રહ્યા છે તેવા સિદ્ધ પુરૂષોનાં દર્શન થાય છે.

## प्रातिभाद्वा सर्वम् ॥ ३२

વેદશાસ્ત્ર સત્કર્મ અને દૃઢ સંકલ્પ ઈત્યાદિથી બુદ્ધિ સત્વ પ્રકાશ પામે છે. અને તેથી કરીને અદ્દભૂત વકતૃત્વશકિત, કાવ્ય શકિત, અને કળાઓ અનેક વિદ્યાઓ સહેજમાં સ્ફુરણ થાય છે. તે રજસ તમોમલથી કલિ કલેશ દુઃખદારિદ્રયમાં વિકલેન્દ્રિય મન વાળાને કદી પણ સ્ફુરણ થતું નથી. પણ શુદ્ધ અંતઃકરણ વાળાને અને નિસ્પાપ મનુષ્યને અથવા પરોપકારી પુરૂષને પ્રેમ ઔદાર્યને ચિત્ત પ્રસન્ન અને હસમુખો સ્વભાવ સંયમ કર્યા વગર પણ સહજ પ્રાપ્ત થાય છે. દૃષ્ટાંત તરીકે સબરી, વાલ્મિક, કે જે લૂંટારો-વાલીઓ કોળી કરીને હતો અને રામ શબ્દ અઘરો લાગવાથી મરા મરા જપ કરતો હતો, તે વાલ્મિક ઋષિ પદને પામ્યા છે. નારદ અને ગજેન્દ્ર ઈત્યાદિના દૃષ્ટાંતો મોજુદ છે.

## हृदये चित्तसंवित् ॥ ३३

જ્યારે બુધ્ધિ સત્વ સંપૂર્ણ રીતે પ્રકાશ પામે છે ત્યારે શાસ્ત્રીય વિવેક જન્ય જ્ઞાનમાં પ્રવેશ થવા માંડે છે.

## सत्वपुरुषयोरत्यन्तासंकीर्णयोः प्रत्ययाविशेषो भोगः परार्थात्स्वार्थ संयमात्पुरुषज्ञानम् ॥ ३४

બુધ્ધિ સત્વ અને ચિદ્રુપ દ્દષ્ટા એ એક બીજાથી ભિન્ન છે. તથાપિ મલિન બુધ્ધિને તે એક હોય છે તેવો ભાસ થાય છે. તેથી હું ભોગનું છું હું કરૂં છું એમ પુરૂષ જાણે છે. જ્યારે બુધ્ધિમાં એવું જ્ઞાન થાય છે કે-જેને હું મારે માટે ભોગ કહું છું તે મારે માટે નથી કારણકે બુધ્ધિ તો જડ છે. તે કેવી રીતે ભોગ ભોગવી શકે ? માટે જે કાંઇ ભોગ છે તે પુરૂષને માટે છે. એવી સમજથી બુધ્ધિમાં પુરૂષનું જ્ઞાન પ્રકટે છે.

બુદ્ધિ બે પ્રકારની છે. સ્વાર્થ એટલે સેલ્ફ self અથવા individual અને પરમાર્થ એટલે પબ્લીક અથવા યુનીવર્સલ એમાં સ્વાર્થ બુદ્ધિ હું બ્રહ્મરૂપ શક્તિ છું, એવો વિચાર કરે છે તે કાષ્ટ ભ્રમર ન્યાયે બ્રહ્મ સ્વરૂપમાં ફેરવાઇ જાય છે. અને પોતે જે ભોગવે છે તેજ બ્રહ્મ ભોગવે છે એવું જ્ઞાન થવાથી પરાર્થ અને સ્વાર્થ બન્ને શબ્દો ઉડી જાય છે. અને જો હું તું નો ભેદ રહે છે તો બુદ્ધિ પરાર્થ ભોગ કરે છે. કારણ કે તે જડ છે. માટે સંયમી એ અદ્વૈત બ્રહ્મમાંજ બુદ્ધિનો લય કરવો એ વધારે સારૂં છે.

## ततः प्रातिभश्रावणवेदनादर्शास्वादवार्ता जायन्ते ॥ ३५

પુરૂષને અર્થે સર્વ ભોગ છે. એ વિષયમાં સંયમ કરવાથી સુક્ષ્મપદાર્થ નું જ્ઞાન થાય છે કે જે બાહ્ય વિષયની સહાયતા વગર મનથી જાણવામાં આવે છે. અને તેથી દૂરશ્રવણ દૂર દર્શન દિવ્યગંધ દિવ્યસ્પર્શ અને શુધ્ધ બુધ્ધિ વીગેરે પ્રાપ્ત થાય છે. અર્જુન અને શ્રી કૃષ્ણ કુરૂક્ષેત્રમાં જે વાત કરતા હતા તે વાત હસ્તીનાપુરમાં ધૃતરાષ્ટ્રને સંજયે કહી તેનું કારણ સંજયનામાં પુરૂષને અર્થે સર્વ ભોગ છે, એવો સંયમ સિધ્ધ કર્યો હતો. કુરૂક્ષેત્ર અને હસ્તીનાપુરને ઘણું છેટું છતાં એટલે દૂરથી અર્જુનનો રથ શ્રી કૃષ્ણે બે સૈન્યની વચ્ચે લાવી રાખ્યો અને ગીતા જ્ઞાનનો બોધ કીધો તે સંજયે આંધળો છતાં જોયું અને સાંભળ્યું એ વાત સર્વને જાણીતી છે.

## ते समाधावुपसर्गा व्युत्थाने सिद्धयः ॥ ३६

આ સિધ્ધિઓ સમાધિ કરનારને સમાધિ અવસ્થામાં સમાધિ સિધ્ધ કરનાર છે પણ વ્યુત્થાનમાં નીચે ઢાળી પાડનાર વસ્તુ છે અને બ્રહ્મજ્ઞાનમાં પ્રતિબંધ કરનારી અડચણ રૂપ છે. સંસારમાં એ સિધ્ધિઓ ભોગરૂપે પ્રકટ થાય છે. પણ તે ઇશ્વર સાથે યોગ થવામાં ઉપરથી નીચે નાંખી દીધા બરોબર છે. માટે જે યોગી સિધ્ધમાં લપટાયો તો તેને ઇશ્વરી જ્ઞાન થતું નથી.

**बन्धकारण शैथिल्यातप्रचार संवेदानाश्च चितस्य परशरीरावेश ॥ ३७**

જે યોગીને કઇ નાડીમાં જવાથી જન્મ થાય છે અને કઇ નાડી દ્વારા એ શરીરમાંથી નીકળી જવાય છે તેનું જ્ઞાન સંયમ દ્વારા એ કરવાથી કેટલેક અંશે પોતાના શરીરમાં રહી પર શરીરમાં કેટલાએક અંશે અથવા સર્વાંશે જઇ શકે છે અને પોતાની સાથે મન અને ઇંદ્રિયોને પણ પરશરીરમાં મૂકી સંકલ્પ હોય ત્યાં સુધી જીવી શકે છે અને ફરી પાછો પોતાના દેહમાં આવી શકે છે. દૃષ્ટાંત તરીકે દ્રોણુ ગુરૂ ઘોડાના શરીરમાં પેઠા હતા અને શ્રીમદ આદ્ય શંકરાચાર્ય અમરક રાજાના દેહમાં પ્રવેશ્યા હતા.

**उदान जयाज्जलपंककन्टकादिष्वसंगउत्क्रान्तिश्च ३८**

નાસાગ્રથી મસ્તક સુધી ઉદાન વાયુ છે તે જીવાત્માનો ઘોડો હોય તેવો છે તે ઉપર બેસી પોતાનો સંકલ્પ હોય તે તે સ્થળે ઘોડાને જવાની પ્રેરણા કરે છે. ત્યાં એ ઉદાનવાયુ તેને લઇ જાય છે. યોગીને તો બ્રહ્મ પ્રાપ્તિ કરવી છે. માટે તેણે ઉદાનવાયુને અન્ય ઠેકાણે નહિ પ્રેરતા બ્રહ્મમાંજ પ્રેરવો. અથવા લય કરવો ઉદાન વાયુનો જય થવાથી એટલે પોતાના કાબુમાં આવ્યાથી જીવાત્માની ઇચ્છા પ્રમાણે તે જલ કાદવ-કાંટામાં વીમાનની માફક ગમન કરી શકે છે અને સ્વચ્છંદ મૃત્યુ પ્રાપ્ત કરી શકે છે દૃષ્ટાંત તરીકે ભીષ્મે દક્ષિણાયનમાં સૂર્ય છે તેથી છમાસ મૃત્યુ અટકાવ્યું હતું વીગેરે.

**समान जयाज्ज्वलनम् ॥ ३९**

નાભીની આજુબાજુએ પિત્ત છે, જેને જઠરાગ્નિ કહે છે, તે ઉપર સંયમ કરવાથી તેજોમય શરીર થઇ બાળવું હોય તો અગ્નિ પેદા થઇ ભસ્મ થઇ શકે છે. જગદંબાએ દક્ષ યજ્ઞમાં પોતાનો દેહ પ્રજાળ્યો તે સમાન વાયુનો જય કરી પોતાનામાંજ અગ્નિ પ્રકટાવી બાળ્યો એ વાત પુરાણોમાં પ્રસિદ્ધ છે.

**श्रोत्राकाशयोः सम्बन्धसंयमाद्दिव्यं श्रोतम् ४०**

આકાશ અને કર્ણેન્દ્રિયનો પરસ્પર સંબંધ છે જે કાંઇ શબ્દ થાય છે તે આખા વિશ્વમાં તળાવમાં કાંકરો નાંખીએ અને કુંડાળા થાય તેવા વિવર્ત અને મોજાં આખા વિશ્વમાં ફરે છે અને તે સર્વ પદાર્થો ઉપર અથડાય છે છતાં જે વસ્તુમાં તે મોજું ગ્રહણ કરવાની શકિત છે અને જેનામાં સંકલ્પ મૂકેલો છે તેનેજ તે જ્ઞાન કરાવે છે અને અન્ય ઠેકાણે જે મોજાં અથડાય તે વ્રથા જાય છે: જેમકે આધુનિક વાયરલેસ ટેલીગ્રાફ.

**कायाकाशयोः सम्बन्धसंयमदूलघुतुल समापत्तेश्चाकाशगमनम् ॥ ४१**

આ સૃષ્ટિનો નિયમ એવો છે કે ભારે વસ્તું હોય તે તળીએ બેસે અને હલકી વસ્તુ તે ઉપર તરી શકે છે. જેમકે સમુદ્રમાં લાકડાનો કકડો નાંખ્યો તો તે તરે છે અને પથરો નાંખીએ તો નીચે બેસે છે આકાશ સહુથી હલકામાં હલકી વસ્તુ છે તેની સાથે જો કાયાનો, જેમ આકડાનું રૂ ફુંક મારતા ઉડી જાય છે તેમ, સંબંધ થાય તો સંયમ કરવાથી આકાશ ગમન થઈ શકે છે.

**बहिरकल्पितावृतिर्महाविदेहा ततः प्रकाशावरणक्षयः ॥ ४२**

મનની જગ્દાકાર યથાર્થ બ્રહ્મવૃત્તિ તેનું નામ વિદેહ કહે છે. તેના ઉપર સંયમ કર્યાથી બુદ્ધિ સત્વ ઉપરનું રજસ તમોમલનું આવરણ દૂર થાય છે જે પ્રમાણે એક ફાનસના દીવા ઉપર ત્રણ ઢાંકણા રાખેલાં છે. એક ઠીંકરાનું ઢાંકણુ જો એ દિવા ઉપર ઢાંકીએ તો ઘરમાં કેવળ અંધારૂ થાય અને જયાં ત્યાં આપણે અથડાઈ પડીએ અને કંઇ આપણને દેખાય નહિ તેમ જડ અથવા તમાવૃત મન ઉપરનું આવરણ એટલે ઢાંકણું સમજવું,

બીજો ભાગ એક કપડાથી ઢાંકેલો છે; તેથી કરીને સહેજ સાજ ઓળા જેવું કંઈ દેખાય છે એ રજોગુણ આવૃત્તિનું આવરણ મન ઉપર છે એ બંને આવરણો દીવા ઉપરથી કાઢી નાંખતા થોડો થોડો ઝાંખો દીવો હોવાથી પ્રકાશ કંઇ વધારે દેખાય છે એ સત્વનું આવરણ છે. અને તે કાચના ફાનસ ઉપર ચીમની હોય તેવું દેખાય છે. જેમ જેમ ફાનસની દીવેટનો રકુ ફેરવતા જઇએ તેમ તેમ દીવાની વાટ ઉંચી આવી તેજ વધારે ખેંચે છે અને દીવો મોટો થાય છે. તેથી કરીને સર્વ પદાર્થો યથાર્થ સ્પષ્ટ દેખાય છે, અને આપણે અથડાતા કૂટાતા બંધ થઇ જઇએ છીએ અને અંધારા

ને લીધે ફાંફા મારવા પડતાં નથી તેજ પ્રમાણે વૃષ્ટી રૂપ દેહમાંનું મન બાહ્ય સમષ્ટિ રૂપમાં રોકતાં તે સર્વ મારાજ મનનું સ્વરૂપ છે અને સર્વનું મન એકજ છે એવો વિચાર કરવાથી તે મનુષ્ય વિદેહી કહેવાય છે એટલે દેહ વગરનો હોય તેવો જાણવો. આવી તરેહના મનના માણસો જનક, વિદેહી, બાલ ગંગાધર તીલક, ગાંધીજી, મોહનલાલ, લાલા લજપતરાય, સ્વામી દયાનંદ જેવા છે. કે જેણે હું એવું મન પોતાના દેહમાનું કાઢી નાંખીને હિંદના ૩૩ કરોડના કલ્યાણને અર્થે વિસ્તૃત કર્યું અને હિંદના કલ્યાણ માટે સાધન સંપન્ન થઇ અમે ફરી અવતરશું એવી રીતનું સમષ્ટિની સેવામાં જે મન રટણ કર્યા કરે છે તેના રજસ તમોમલ ધોવઇ જઇ સત્વ પ્રકાશ કરે છે અને સામાન્ય પુરૂષને ન સુઝે તેવી નવીન યુક્તિ એવાનાંજ અંતરમાં ઓચીંતી સ્ફૂરણ થાય છે.

**स्थूलस्वरुपसूक्ष्मान्वयार्थवत्वसंयमाद्भूतजयः ॥ ४३**

જેનામાં જડતા વિશેષ ધર્મ છે તેને સ્થુલ કહે છે અને જે પંચમહાભૂતમાં સામાન્ય છે તેનો આકાર થવો એ સ્વરૂપ છે તેનું કારણ તે તન્માત્રા સુક્ષ્મ છે. સત્વ રજ અને તમ એ પ્રકૃતિ–દ્રવ્ય તે અન્વય છે. ભોગ અને મોક્ષ આપવાની જે દ્રવ્યમાં શક્તિ છે તે અર્થવત્વ છે.

પંચ મહાભૂત સુખડીયાના ઘરમાં ખાંડનો કોથળો હોય તેવાં છે. એને સ્થુલ કોથળો કહે છે એ ખાંડની ચાંસણી બનાવી કે જેમાંથી અનેક રમકડાં કરવાં હોય તે સામાન્ય અર્થાત સુક્ષ્મ છે. એ ચાસણીને લાકડાના બીબામાં રેડીને હાથી ઘોડા મકકઇ વીગેરે આકારો બને છે તેને સ્વરૂપ કહે છે એટલે આકારવાન કહે છે. એ બીબાને બાંધીને નહિ હલાવતાં ઠરવા દેવું તેને અન્વય કહે છે. અને એ રમકડું ખાધાથી કફ થાય અથવા ખટાશ મટી જાય અને સુખ થાય તેને ભોગ અથવા મોક્ષ કહે છે. એટલે તે તેનું અર્થત્વ છે. તે ઉપર વિચાર કરવાથી એટલે સંયમ કરવાથી પંચ મહાભૂત ઉપર કાબુ મેળવાય છે એટલે તેનો જય થયો એમ સમજવું.

**ततोऽणिमादिप्रादुर्भावः कायसम्पत्तद्धर्मानभिघातश्च ॥ ४४**

હવે ભૂતજયથી પ્રાપ્ત થતું ઐશ્વર્ય એટલે ઇશ્વરનાં જેવી શક્તિ જે યોગીને પ્રાપ્ત થાય છે તે કહે છે. અણુઓની રચનાનું જ્ઞાન યોગીને પ્રાપ્ત થાય છે અને અષ્ટ મહાસિદ્ધિ કે જે ઇશ્વર જેવાનેજ પ્રાપ્ત થાય છે તે આ યોગીને પ્રાપ્ત થાય છે. પોતાની કાયા ઇચ્છાનુસાર થવાને અને સ્થિર કરવાને

તે સમર્થ થાય છે એટલે રૂપવાન બલવાન દીર્ઘાયુ, પોતાનું શરીર છોડવું કે રાખવું તે કરી શકે છે. આ સિદ્ધિઓથી કરીનેજ એટલે અણિમાં વગેરેના બળે અગસ્ત્યે સમુદ્રને હાથેલીમાં લઇને આચમન કરી દીધું. મહિમા સિદ્ધિ વડે કરીને વામને બલિરાજાને પાતાળમાં ચાંપ્યો. લધિમાં સિદ્ધિવડે દુર્યોધન મહાભારતના યુધ્ધમાં ભીમથી હારી ગયો ત્યારે મરણ ભયથી કીડો થઈ તળાવના કમળમાં ભરાયો હતો. ગરીમા સિદ્ધિથી મેરૂ પર્વત જેટલું ભારે થવાય છે. શ્રી કૃષ્ણે તૃણાવર્ત દૈત્ય જ્યારે ભગવાનને જસોદાના ખોળામાંથી આકાશમા ઉંચકી ગયો ત્યારે આ સિધ્ધિના બળે ચૌદ બ્રહ્માંડનો ભાર તેના ઉપર મૂકયો તેથી તે મરણ પામ્યો.

પ્રાપ્તિ-સિધ્ધિવડે કરીને શ્રી કૃષ્ણ ભગવાન સંદિપનીય ઋષિની સ્ત્રીએ દૂરસ્થ કોઇ વસ્તુ માગી તે વખત શ્રી કૃષ્ણે નહિ ઉઠતાં પોતાનો હાથ લંબાવીને તે વસ્તુ ગુરૂપત્નિને આપી.

પ્રકામ્ય-સિદ્ધિ એટલે યોગી સ્વસંકલ્પથી ઉચ્ચાર કરે તે ઉચ્ચાર સંકલ્પાનુસાર ન હોય તો પણ તે વાણીનો અર્થ જે કંઇ યોગીના મનમાં હોય તે વસ્તુ તે થઇ જાય છે. જેમકે યોગીના મનમાં સીતા ફળ ખાવું એમ છે અને ભૂલમાં અથવા અજાણપણાથી એમ કહે કે બોર લાવ તો બોરને ઠેકાણે સીતાફળજ આવીને ઉભું રહે છે.

વશિત્વ-સર્વ પ્રાણીને નિયમમાં રાખવાં તે વશિત્વ. એટલે રાજ્યસત્તાના જેવી સત્તા તેનામાં આવે છે.

ઇશિત્વ-સિદ્ધિ શ્રી કૃષ્ણના વાછરડાં ગાયો અને ગોવાળીઆઓ બ્રહ્મા ઉંચકી ગયા ત્યારે યોગેશ્વર એવા શ્રીકૃષ્ણે ગાય વાછરડાં અને ગોવાળીઆ નવાં બનાવી વ્રજમાં સઉ સઉને ઘેર લઇ ગયાં અને બીજે ઠેકાણે એક બ્રહ્મા તેમજ તેવાંજ વાછરડાં-ગાય અને ગોવાળીઆ બનાવ્યા તેથી બ્રહ્માનો ગર્વ ઉતરી જઇ વિસ્મય પામ્યા કે આ નવો બ્રહ્મા અને નવી સૃષ્ટિ કયાંથી થઇ બ્રહ્મલોક તે આ કે પેલો. અને આ બીજો બ્રહ્મા તે કોઇ હું કે બીજો એમ ભુલાવામાં પડયા આનું નામ નવી સૃષ્ટિઉત્પન્ન કરવાનું સામર્થ્ય તેને ઇશિત્વ સિદ્ધિ કહે છે.

**रुपलावण्यजलवज्रसंहननत्वानि कायसंपत ॥ ४६**

હનુમાન જેવી વજ્રકાયા, ભીમસેનના જેવું બળ, નળરાજા જેવું રૂપ પ્રાપ્ત થઇ યોગીને રોગ, ઇચ્છા વિના મૃત્યુ, અને કલેશ થતાં નથી.

જેને અતિશયોકિત છે એમ લોક કહે છે તે પુરૂષોએ યોગ પ્રાપ્તિ કરેલી તેના દૃષ્ટાંતો પ્રત્યક્ષ છે. ઇશ્વરના જેટલું યોગબળ પ્રાપ્ત કરી સત્વ પ્રકાશ થાય તો પછી સર્વ શકિતમાનની એકપણ શકિત યોગીને અપ્રાપ્ય નથી. **तत्वमसि** એ વાકયથી તું જ તે સર્વ શક્તિ બ્રહ્મ છે એ પ્રસિધ્ધ છે. તેથી યોગીમાં આવું અજબ ઐશ્વર્ય પ્રાપ્ત થાય તે કાંઇ નવાઇ જેવું નથી.

**ग्रहणस्वरुपास्मितान्वयार्थवत्वसंयमादिन्द्रिजयः ॥ ४६**

ઈંદ્રિયોનો જય એટલે ઇંદ્રિયો કેવી રીતે કામ કરે છે તે જાણીને તદ વિષયક જ્ઞાન મેળવી પોતાની ઇચ્છાનુસાર તેને પ્રવર્તાવવી તેને ઈંદ્રીય જય કહે છે. આ જગતના પદાર્થો આપણામાં કેવી રીતે પેસી જાય છે અને કેવી રીતે બહાર નીકળે છે તે સંબંધી વિચારથી ઇંદ્રિયો ઉપર કાબુ મેળવાય છે. મન એ ટેલીફોનની એકસચેંજ ઓફીસ જેવું છે તે તેની સાથે પંચેન્દ્રિયની વૃત્તિઓના તાર જોડાયલા છે. દૃષ્ટાંત કે ઘર આગળ વરઘોડો આવે છે ત્યારે આપણે સૂતા હોઇએ ત્યાં ઘરમાં વાજાંના શબ્દ રૂપ મોજાંઓ આપણાં કાનનાં ઢોલ ઉપર અથડાય છે તેથી સ્નાયુઓ દ્વારા મનને ખબર થાય છે કે આ વાજાંનો સૂર સંભળાય છે. આગળ વરઘોડા જોયલા તેનાં સંસ્કાર જીવ ઉપર હોવાથી ઇચ્છા થાય છે કે વરઘોડો જોવાની મઝા પડે છે તેથી તે જોવાની ઇચ્છા થાય છે એ ઇચ્છા શકિત અંહકાર કહે છે. તું ઉઠ તારે જોવું છે કે નહિ. તેથી અંહકાર મનોવૃત્તિને કહે છે કે પગને હુકમ કર કે ચાલવા માંડે. એમ કરી હું વરઘોડો જોવા ગયો, અને આંખે જોયો, અને હું ખુશ થયો તેથી ઇચ્છા તૃપ્ત થઈ પાછી સસ્કાર રૂપે મનમાં સુઇ ગઇ. આ ઉપરથી શબ્દનું ગ્રહણ, કર્ણેદ્રિયનું સ્વરૂપ, અંહમમત્વ અને તેનું ઇચ્છાશકિત સાથે જોડાવું અને સુખદુઃખાદિ ભોગ મળવા એ ઉપર સંયમ કરવાથી ઈંન્દ્રિયોનો જય થાય છે,

**ततो मनो जवित्वं विकरणभावः प्रधान जयश्च ॥ ४७**

ભુત અને ઇન્દ્રિયોનો જય કરવાથી દેહને મનના જેવો વેગ આપી શકાય છે. અને ઇન્દ્રિયોને દેહમાંથી જુદી પાડી બીજે ઠેકાણે મોકલી શકાય છે. અને સમગ્ર જગતને શાસનમાં રાખવાનુ સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

**सत्वपुरुषान्यत्ताख्याति मात्रस्य सर्व भावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च॥ ४८**

હવે વિવેકજન્ય જ્ઞાનથી થતી સિદ્ધિઓ કહે છે. પુરૂષ અને બુધ્ધિ સત્વના ભેદ ઉપર પરસ્પર શો સંબંધ છે તે વિચારી તે ઉપર સંયમ કરવાથી

સર્વ જ્ઞાન અને સર્વ નિયંત્વ એટલે ઇશ્વર ભાવ પ્રાપ્ત થાય છે. આને વિશોકા સિદ્ધિ કહે છે.

**तद्वैराग्यादपि दोष बीजक्षये कैवल्यम ॥ ४९**

સર્વ વ્યાપકત્વ અને સર્વજ્ઞત્વનો ત્યાગ કરીશકે તેજ દોષના બીજ ક્ષય કરીશકે છે. અને કૈવલ્ય પ્રાપ્ત કરી શકે છે. એથી કરીને સંસ્કાર શેષાખ્યા સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

**स्थान्युपनिमंत्रणे सद्गस्मयाकरणं पुनरनिष्टप्रसंगात ॥ ५०**

જ્યારે યોગીનું મૃત્યુ થાય છે તે સમયે જે પ્રમાણે ગાંધીજી અથવા તીલક કલકત્તેથી મુંબઇ જવા નીકળે તે વખતે ગાંધીજી આવે છે એટલી ખબર પડતાંજ દરેક સ્ટેશનો શણગારવામાં આવે છે. લોકોના ધાડે ધાડાં ફૂલ હારના ટોપલાં લઇ ગાંધીજીના દર્શનની રાહ જોતા ઉભા રહે છે અને દરેક ઠેકાણે પૂજાય છે તે પ્રમાણે વિમાનમાં બેસી આવતા યોગીને પ્રત્યેક ગ્રહ ઉપગ્રહના દેવો અને સ્વર્ગના દેવ દેવીઓ દુંદુભી નાદ કરી પુષ્પની વૃષ્ટિ કરતાં કરતાં તે યોગીને વિનંતી કરે છે કે હે મહાનુભાવ! આપ અમારા લોકમાં પધારી ત્યાં રહી અમને પાવન કરો, આપના પુણ્ય કર્મથી અમે તમારા ઉપર પ્રસન્ન થયા છીએ, અહી તમારે માટે કલ્પદ્રુમ છે, કામધેનું છે, આ દિવ્યકન્યાઓ છે, દિવ્ય રસાયન છે, જરા મૃત્યુનો બાધ થતો નથી, પરમપાવનિ મંદાકિની વહે છે, અપ્સરાઓ છે, ચક્ષુ આદિ ઇન્દ્રિયોને દિવ્ય સામર્થ્ય પ્રાપ્ત છે. દેહ વજ્ર જેવો થાય છે. વીગેરે ભોગ છે. તે કૃપા કરી સ્વીકારો અને નિવાસ કરો જે યોગી આવી લાલચમાં લપટાય છે તે યોગ ભ્રષ્ટ થાય છે પણ પર વૈરાગ્યને પામેલો અને જેને વિવેકખ્યાતિ પ્રાપ્ત થઇ છે તે કહે છે કે હે દેવો! તમારૂં સ્વર્ગ સુખ તમને પ્રિય છે તો ભલે તમે તેમાં સુખી રહો મારે તો વમન કરેલા અન્ન સમાન તમારૂં સ્વર્ગ સુખ છે. હું તો કૈવલ્ય પ્રાપ્તજ કરીશ, અને માયાના મોહમાં કદી લપટાઇ પડવાનો નથી.

**क्षणत्क्रमयोः संयमाद्विवेकजंज्ञानम ॥ ५१**

કાળના કોઇ એક અમુક ભાગ ઉપર સંયમ કરવાથી સદ્ વિવેક જ્ઞાન પ્રાપ્ત થાય છે. સર્વ વસ્તુનું અત્યંત સુક્ષ્મ રૂપ તે પરમાણુ છે. તે પરમાણુ-ઓ પ્રતિક્ષણે કેવી રીતે પલટાઇ પરિણામ પામે છે અને તેમાં જ્ઞાન ક્રિયા

ઇચ્છા પ્રવર્તે છે. અને તે કોણ પ્રવર્તાવે છે એ ઉપર સંયમ કરવાથી સર્વ વસ્તુનો પ્રચાલક એક પુરૂષ છે. અને તે પુરૂષની અદ્દભૂત શકિત જે પ્રકૃતિ તેનું જ્ઞાન થાય છે. તેને વસ્તુવિવેકજન્યજ્ઞાન કહે છે.

**जातिलक्षणदेशैरन्यतानवच्छेदात्तुल्य योस्ततः प्रतिपत्तिः ॥ ૫૨**

એ વિવેકજન્યજ્ઞાનની પ્રાપ્તિ કોઇ અમુક જાતિ, અમુક લક્ષણ, અમુક દેશપરત્વે નથી પણ સર્વ જાતિ દેશ અને લક્ષણ સામાન્ય છે. આ જગતમાં કોઇ પણ વસ્તુ સેળભેળ વગરની નથી. તેમાં પુરૂષ અને અવિદ્યાનું મિશ્રણ છે. સર્વત્ર ગુણત્રયનું દર્શન થાય છે; અને તે નિર્ગુણનું ભાન ભુલાવી દેછે. વિવેકજન્ય જ્ઞાનથી પુરૂષ સાક્ષાત્કાર થાય છે.

**तारकं सर्वविषयं सर्वथाविषयमक्रमं चेति विवेकजं ज्ञानम् ॥ ૫૩**

સંસારથી તારનાર જ્ઞાન તે યુગપત એટલે એકી વખતે સર્વવસ્તુનું વર્તમાન કાળમાં હોય તેવું જ્ઞાન થાય છે. એનેજ કાળાતિત અવસ્થા કહે છે.

**सत्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति ॥ ૫૪**

જ્યારે સત્વ એટલું બધું પ્રકાશે છે અને શુધ્ધ થાય છે કે તે પુરૂષના સરખુંજ થાય છે. ત્યારે તે દશાને મુકતદશા કહે છે. સંપૂર્ણ સ્વત્રંત એનેજ મોક્ષ સુખ અથવા કૈવલ્ય કહેવામાં આવે છે એ દશામાં પોતે અને બ્રહ્મ કોઇ પણ પ્રકારનો ભેદ રહેતો નથી. પોતેજ સર્વ મંગલરૂપ સર્વાન્તીમ પદ સર્વધામ, સત્વ અનંત અગાધ, જ્ઞાન અને આનંદ સ્વરૂપ છે. સદ્રુપ ચિદ્રુપ પુરૂષ એજ મારા આત્માનું સ્વધામ છે. હું કૃતકૃત્ય થયો હવે મારે કંઇ કર્તવ્ય નથી કશાની અપેક્ષા નથી. કોઇ સાધનની જરૂર નથી માટે હું ધન્ય છું! ધન્ય છું! એ પ્રમાણે બોલી તે યોગી સદા તૃપ્ત રહે છે.

**हरि ॐ ततसत ब्रह्मार्पणमस्तु.**

**शांतिः शांतिः शांति.**

હે પ્રભો! મારા અંતરમાં આપે જે મારા સંસ્કારાનુસાર પ્રેર્યું તે મેં લખ્યું છે. આપ પાવન કરનારા છો. અને અંધકારમાંથી આંખે પાટા બાંધેલા એવા આંધળાને હાથ પકડી સન્માર્ગમાં પ્રવર્તાવનાર છો; તેથી જે આ કંઇ ખરૂં ખોટું લખાયું હોય તેને શુધ્ધ કરશો પિતા તુલ્ય પુત્ર ઉપર સ્નેહવાળા પ્રિય પિતા જે પ્રમાણે છોકરાના કાલા ઘેલા બોલ ઉપર વહાલ આણી જુએ છે અને તેને શુધ્ધ બોલતાં શીખવે છે. તેવા આપ છો માટે આ જે કંઇ લખ્યું છે તે આપને અર્પણ કરૂં છું इति

# कैवल्यपाद ४.

**जन्मौषधि मन्त्र तपः समाधिजाः सिद्धयः १**

પહેલા અને બીજા પાદમાં યોગના સાધનો કહ્યાં છે. ત્રીજા સૂત્રમાં ૪ સૂત્ર સુધી સંયમના અંતરંગ સાધનો કહ્યાં અને ૪થી–૧૫ સૂત્ર સુધી સંયમની ભૂમિ તેમજ ધર્મ લક્ષણુ અવસ્થા અને ધર્મનુંસ્વરૂપ કહી ૧૬ સૂત્રથી આરંભી અંતસુધી સંયમ સાધ્ય સિધ્ધિઓ કહી. હવે કૈવલ્ય પાદનો આરંભ કરીએ છીએ.

જે ઘર વારવાર આગ લાગી બળી જયા કરે તેને ઘરમાં રહેવાથી જે કાર્ય સિધ્ધિઓ કરવાની છે અને જે સુખ પ્રાપ્ત કરવાનું છે તે મેળવતાં ઘણો વખત નીકળી જાય છે અને બહાર ઘરવિનાના રઝળ્યા કરવું પડે છે. તેજ પ્રમાણે બચપણુમાં અકાલ મૃત્યુ થયે જે કૈવલ્ય સુખની પ્રાપ્તિ કરવાની છે તેમાં ઘણો વખત લાગે છે. અને દુઃખી થઇ ભટકયા કરવું પડે છે. જે દીર્ઘાયુ છે. હજારો વર્ષ જીવે છે. તે અતિ શિઘ્રતાથી અલ્પ કાળમાં કૈવલ્ય પ્રાપ્તિ કરી શકે છે અને થોડો વખત દુઃખ વેઠવાથી બંધનમાંથી છૂટી શકે છે. મોક્ષ મેળવી શકે છે. એટલા માટે યોગાભ્યાસ કરવાની જરૂર છે.

અવિદ્વાન મનુષ્યો કરતાં વિદ્વાન મનુષ્યો નીચે પ્રમાણે કાર્ય સિધ્ધ કરી શકે છે.

૧ अ જન્મથીજ સિદ્ધિ પ્રાપ્ત થઇ હોય છે જેવી રીતે કવીન વિકટોરીયાને મહારાજ્ય કોટયાવધિ મનુષ્યો ઉપર કરવાની શકિત જન્મથીજ માત્ર મળી હતી. તે ૧૮ વર્ષની છોકરી હતી. અને ઉંઘતી હતી તે વખતે સવારના પહોરમાં ઉઠતા વારનેજ ગ્લેડસ્ટન સાહેબે તેને એવી રીતે સંબોધી કે હે ઇંગ્લાડના સામ્રાજ્યની મહારાણી ! તમને અમારૂં અને સર્વ સરદારોનું નમન છે. આવી રીતનુ ઐશ્વર્ય કોઇ પણુ લડાઇ જીત્યા વિના અથવા કંઇ પણુ કામ કર્યા વગર પ્રાપ્ત થયુ તેનું કારણુ પૂર્વ જન્મનું પુન્ય નહિ તો બીજું શું કહેવું? મહારાણીનો જન્મ થયો તે વખત એક ભીખારણુને ત્યાં એવીજ છોકરીનો જન્મ થયો તે શરીરે રોગી–ખાવા પીવાની હેરાન ગતિવાળી અને દુઃખ પામી રીબઇ રીબઇને ૧૮ મે વર્ષે મરી ગઇ આ બેનો તફાવત પૂર્વ જન્મનું કર્મ નહિ તો બીજું શું

કહેવું ! એનો કોઇ ઉત્તર આપશે કે ! એનુંજ નામ જન્મથી સિધ્ધ મળી કહેવાય છે. માછલાંને પાણીમાં તરવાની શક્તિ, પક્ષીઓને આકાશ ગમન કરવા શક્તિ, પશુઓને પૃથ્વી ઉપર ચાલવાની શક્તિ ઇત્યાદિ જન્મથીજ મળી છે. જન્મ શીવાય તેનું બીજું કંઇ કારણ જણાતું નથી.

૨ ख ગંધક સુરોખાર અને કોયલાના મિશ્રણમાં પહાડના પહાડ ફાડી નાંખવાની રસાયની શકિત તેમજ સુંઠ ખાધાથી પેટમાં દુઃખતું રહી જાય એવી ઔષધીશકિત એ પણ એક પ્રકારની સિદ્ધિ છે.

૩ क બે જણ વચ્ચે એવો સંકેત હોય કે હું અમુક ઉચ્ચારણ કરૂં તો તમારે મારી પાસે આવવું અથવા તો અમુક કાર્ય કરવું એવી તરેહનો બે વચ્ચેનો ગુપ્ત સંકેત-કોલકરાર તેને **મંત્ર** કહે છે જેમકે રાજા અને એક ચોકીદાર વચ્ચે એવો સંકેત હોય કે તે અમુક શબ્દ બોલે તો તે જગ્યાએ શત્રુનો નાશ કરવાને માટે સેનાપતિન સૈન્ય સહિત શત્રુ ઉપર તુટી પડવું તે પ્રમાણે વેદ મંત્રથી **अग्निम आवाह्यामि स्थापयामि** એમ કહેતાં વારને તે સ્થળે અગ્નિદેવ સાક્ષાત મૂર્તિરૂપે આવી પ્રત્યક્ષ થાય છે. દરેક માણસને આ પ્રમાણે મંત્ર બોલવાથી કંઇ અગ્નિ આવતા નથી જેમકે એક ચોર ખૂની માણુસ કોઇ સાધુનું ખૂન કરવા માટે અગ્નિને બોલાવે તો તે આવતા નથી પણ જેના ઉપર અગ્નિદેવ મંત્ર જપથી પ્રસન્ન થયા છે તે સત્કર્મને અર્થે પોકારે તો તે પ્રત્યક્ષ થાય છે. જપનો વિધિ ગાયત્રી મંત્ર સિદ્ધ કરવા નીચે મુજબ છે.

પવિત્રતા રાખી શાંતિથી એકાગ્રતાથી રોજ નિયમિત અમુક સંખ્યા પ્રમાણે સવાલક્ષ જાપ કરવાથી મંત્ર શુદ્ધિ થાય છે. બીજા સવાલક્ષથી દેહ શુદ્ધિ ત્રીજા સવાલક્ષથી ચિત્ત અને ચોથા સવાલક્ષથી કાર્ય સિદ્ધિ થાય છે.

કોઇ રૂશિયન એમ કહેશે કે તમારી ગાયત્રી હું જાણું છું અને તે મેં એક બુકમાં વાંચી છે. મેં જપ કર્યો પણ મને કંઇ ફાયદો થયો નથી તો વૈદિક ધર્મ પ્રમાણે તેણે જે જપ કર્યો તે ગાયત્રીજ નથી. કારણ કે બ્રાહ્મણ અને બ્રાહ્મણી એમનાં ધર્મ યુકત લગ્ન થઇ વિધિ પૂર્વક પુત્રોત્પતિ કરી તેને યજ્ઞોપવિત ધારણ કરાવી બ્રહ્માથી ચાલી આવેલી મંત્ર પરંપરા જાળવી સ્નાન સંધ્યાદિક કર્યા પછી તે પુરૂષને પૂર્વ જન્મના પાપ પ્રતિબંધક ન હોય તોજ આ દિવ્ય દેવી ગાયત્રી પ્રસન્ન થાય છે. પારકાના પ્રાણ હરી તેનું માંસ ભક્ષણ

કરી તે ઉપર દારૂ ઢાંસી દુરાચારી વ્યભિચારી અને ગુદાદી પ્રક્ષાલન ન કરતાં એક છાપેલી ચોપડીમાંથી ગાયત્રી વાંચી જાય એથી તે ગાયત્રીમંત્ર છે એમ કહેવાય નહિ. અને ફળ સિદ્ધિ થાય નહિ.

૪ ख તપ કાયેન્દ્રિય દમન કરીને સહનશકિત સંપાદન કરવી અને ભુખ તરસ વેઠવી તેને તપ કહે છે. દાખલા તરીકે ધ્રુવ-વિશ્વામિત્ર આદિ પ્રખ્યાત છે. અગીઆરસ શિવરાત્રિ કરવી તે પણ તપ છે.

૫ ग સમાધિ. હવે યોગજન્ય સિદ્ધિ કે જે સર્વ સિદ્ધિઓમાં શ્રેષ્ઠ છે અને જેને સમાધિજન્ય સિદ્ધિઓ કહે છે તે છે. અને તે માત્ર આ શાસ્ત્રમાં લખી છે તે છે.

**जात्यन्तर परिणामः प्रकृत्यापूरात् ॥ २**

યોગી સૃષ્ટિક્રમ બદલીને કંઇ પણ કાર્ય કરતો નથી પણ પ્રકૃતિના ગુણ કર્મ સ્વભાવ જાણી તે પ્રમાણે કરે છે. જેમકે આઇસવડે ગામ સળગાવી મુકાતો નથી પણ ઘણો અગ્નિ કરવો હોય તો રૂના ઢગલામાં કે ઘાસની ગંજીમાં કે લાકડાના ઢગલામાં ચીનગારી મૂકે છે. એટલે પ્રકૃતિ પોતાની મેળેજ સ્વભાવિક રીતે મોટા ભડકા કરી જ્યાં ત્યાં અગ્નિ અગ્નિ કરી મૂકે છે. એનું નામ પ્રકૃતિનું આપુર કહે છે, તેથી કરીને અન્ય જાતિ પરિણામ પામે છે. જેમકે ઉપલા દ્રષ્ટાંતમાં ઘાસ રૂ અને લાકડાંનો પરિણામ ધૂમાડો અથવા રાખ થઇ ગઇ.

**निमित्तमप्रयोजकं प्रकृतिनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥ ३**

પ્રકૃતિને પરિણામ પમાડનાર નિમિત્ત એટલે કર્માદિ નથી. અલ્પ શકિતથી પુર્ણતાને પામવું એ પ્રત્યેક વ્યકિતનો સ્વાભાવિક નિયમ છે. જેવી રીતે જળનો નીચાણમાં વહેવાનો સ્વભાવ છે અને અગ્નિનો સ્વભાવ ઉંચી જ્વાલા લઇ જવાનો છે. તથાપિ જો જળ નીચે ન જતાં ઉંચે જાય તો વચ્ચે કોઇ ભીંત તે જળને જતું અટકાવે છે. એ ભીંતને એટલે પ્રતિબંધક કારણને દૂર કરવામાં આવે તો સ્વાભાવિક રીતે જળ પોતાના સ્વભાવસિધ્ધ માર્ગનું ગ્રહણ કરે છે. જેવી રીતે કે ખેડુતને એક ક્યારીમાંથી બીજી ક્યારીમાં પાણી લઇ જવું હોય તો જમીનના ઉંચાણ નીચાણના પ્રમાણમાં જે કંઇ પ્રતિબંધક પાળ કરેલી છે તે પાળની બરોડી અસેડી નાંખવાથી પાણી પોતાની મેળેજ જઇ શકશે.

દૂધમાં આધરકણુ નાખવાથી તેને પરિણામ સ્વાભાવિક રીતે દહી થાય છે, પણ જો આધરકણુને એક શીશીમાં બુચ મારી દૂધમાં મૂકીએ તો તેથી કંઈ દહી થતું નથી અને દૂધ બગડી જાય છે. કારણ કે શીશીનો કાચ દૂધનું આધરકણુ સાથે મળી જવામાં પ્રતિબંધક છે, એ પ્રતિબંધક કાચ દૂર કરવામાં આવે તો આધરકણુ દૂધમાં મળી જઇ સ્વાભાવિક રીતે દહી થાય છે તેમજ પ્રાણીમાત્રમાં સર્વ શકિતમાન પરમેશ્વરની સર્વ શકિતઓ રહેલી છે. છતાં તેને અજ્ઞાનજન્ય પંચ કલેશો પ્રતિબંધક છે. તે યોગીને આ યોગશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તન કરવાથી પ્રતિબંધ દૂર થઇ દષ્ટા સ્વરૂપમાં સ્થિતિ કરાવે છે.

**निर्माणचित्तान्यस्मितामात्रात् ॥ ४**

યોગી સ્વસંકલ્પથી પોતાના અહંકારને જુદે જુદે ઠેકાણે રાખી અનેક શરીર ધારણ કરી શકે છે. જેવી રીતે કે શ્રી કૃષ્ણ ભગવાને રાસ લીલામાં જેટલી ગોપીઓ તેટલા શ્રી કૃષ્ણના શરીર બનાવ્યા હતાં

**प्रवृतिभेदे प्रयोजकं चित्तमेकमनेकेषाम ॥ ५**

પદાર્થ એટલે મેટર. અને એનરજી એટલે દૃષ્ટાસાક્ષી એ બેમાંથી એટલે પ્રકૃતિ અને પુરૂષના સંયોગથી અંહકાર ચિત્ત એટલે અંહભાવરૂપ ચિદ્દાભાસ એટલે જીવ ઉત્પન્ન થાય છે. જે પ્રમાણે ધણી ધણીયાણીથી છોકરૂ ઉત્પન્ન થાય છે. એ છોકરામાં માતા અને પિતા બંનેની શકિત છે. તેથી યોગાભ્યાસ વડે પુત્રનામાં માતા પિતાની શકિત આવે તો તે એક ચિત્તને બદલે અનેક ચિત્ત અને અનેક શરીર ઉત્પન્ન કરી શકે છે. અને તેમાં એક ચિત્ત તે મુખ્ય પિતા જેવું છે. બાકીના ચિત્ત છોકરાં જેવાં છે એ ચિત્તો અને શરીરો યોગી પોતાની ઇચ્છાનુસાર સમેટી લે છે. અથવા તો ઉત્પન્ન કરે છે.

**तत्र ध्यानजमनाशयम ॥ ६**

હવે સર્વ કર્મના સંસ્કારો કર્માશયમાં એટલે મનની અંદર તેની સ્મરણ શકિતમાં સુક્ષ્મ રૂપે રહે છે. અને ફરી કર્મ ઉગે છે અને ફળ થાય છે પણ ઇશ્વર સંબંધી ધ્યાન ધરવાથી સંસ્કાર કર્માશયમાં રહેતો નથી અને દુષ્ટ પરિણામ આવતું નથી. આ જગતના સર્વ પદાર્થો આપણામાં મનમાં સ્મરણ શકિત તરીકે ગુપ્ત રહે છે. અને સંસ્કાર તરીકે વિસ્મરણરૂપે રહે છે. જેવી રીતે આખું વડવૃક્ષ એક દાણાના બીજમાં રહી જમીનમાં દટાયલું

રહે છે. અને નજરે દેખાતું નથી પણ જ્યારે દેશ કાળ ઋતુ સમય ઇત્યાદિ આવે છે ત્યારે તે જમીનમાંથી ફુટી નીકળે છે અને એક મહાન વડવૃક્ષ બની રહે છે. તે પ્રમાણે જગતનું પણ સ્વરૂપ છે

આપણા મનમાં જગતના પદાર્થો નીચે મુજબ પેસે છે.

દૃષ્ટાંત તરીકે એમ ધારો કે આપણે એક મોર જોયો ત્યારે

૧ મોરની **સંખ્યા** પ્રથમ મનમાં પેસે છે. કે એક મોર જોયો કે સેંકડો મોર જોયા.

૨ **પરિમાણ** એટલે માપ તે કેટલો મોટો લાંબો પહોળો હાથી જેવડો કે કીડી જેવડો કે કેવડો તેનો આકાર મનમાં પેસે છે.

૩ **સમવેગ** એ કેટલા જોરથી અથવા આવેશથી આપણા હૃદયમાં પેસે છે.

૪ તે મોરના ગુણ સામાન્યને વિશેષ એટલે તેનો આકાર રૂપ રંગ તેના શબ્દાદિ ગુણો એ પેસે છે. સામાન્ય એટલે તે પક્ષી તરીકે પાંખવાળો સમાન છે. અને વિશેષ એટલે એના જેવાં પીછાં અને રંગ બીજા કોઇ પક્ષીના નથી માટેજ એ મોર ઓળખાઇ આવે છે.

આ સર્વ વસ્તુઓ સ્મરણ શકિત તરીકે એટલે વાસના તરીકે આપણા કર્માશયમાં છુપી રહે છે. પણ તેનો વખત આવે તે પાછી કર્મફળ ભોગ આપવા ઉદિત થાય છે.

**कर्मा शुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ॥ ७**

સામાન્ય મનુષ્યના કર્મ ત્રણ પ્રકારનાં છે. ૧ પાપ. ૨ પુણ્ય. ૩ પાપ પુણ્યની ભેળસેળવાળું ખીચડીયું કર્મ. તેમાં સ્વાર્થને માટે કરેલું કર્મ વાસના રૂપે રહી જન્મ આયુ ભોગ આપે છે. યોગીઓનું કર્મ પરોપકારાર્થે સ્વદેશ અને સ્વધર્મના રક્ષણને અર્થે હોવાથી અને પરમેશ્વર પ્રિત્યર્થ હોવાથી વાસના રૂપે તેને બંધનકારક હોતું નથી. યોગી કર્મ કરે છે. તેની વાસના અથવા સંસ્કાર અથવા સ્મરણશકિત તેને બંધનકારક નીવડતી નથી. જેવી રીતે કે સેકીને વાવેલું બીજ ઉગતું નથી તેમાંથી ફરી ઉગવાની શકિત દગ્ધ કરી નાંખેલી હોય છે. તે પ્રમાણે સ્થુલ સૂક્ષ્મ કારણ અને મહાકારણ એ ચારે દેહના બંધન થવાનુ સામર્થ્ય તેણે બાળી નાંખ્યું છે.

## ततस्तद्विपाकानुगुणानामेवाभिव्यक्तिर्वासनानाम् ॥ ८

જ્યારે કર્મનો વિપાક કાળ આવે છે એટલે કે ઉનાળામાં કેરી પાકવાની ઋતુ આવે છે તે એનો વિપાક કાળ કહેવાય છે. તદનુસાર આપણને કેરી-નો રસ ખાવાની ઇચ્છા અંદરથી ઉઠે છે. શીયાળામાં રસ ખાવાની કે કેરી ખાવાની કોઇને ઇચ્છા થતી નથી. કારણકે કેરી ખાવાની વાસનાનો જે અભિવ્યંજક "કેરી" તે અને વિપાકકાળ એટલે 'ઉનાળો" એ બંને શીયાળામાં હોતા નથી તેથી રસખાવાની વાસના કર્માશયમાં દટાઇ રહે છે. સર્વ વાસના એકજ દેહમાં ભોગવી શકાતી નથી. જેવી રીતે કે સમુદ્રમાં જન્મેલા માછલાંની વાસનાઓ સમુદ્રમાંજ ભોગવાય છે. પણ ગરૂડ તરીકે વૃક્ષની ડાળી ઉપર રહી સુખ ભોગવવાની વાસના માછલાંના દેહમાં ઉત્પન્ન થતી નથી.

## जातिदेशकालव्यवहितानामप्यानंतर्यं स्मृतिसंस्कारयोरेकरूपत्वात्॥ ९

સ્મૃતિ અને સંસ્કાર સુક્ષ્મરૂપે એકજ અનુભવજન્ય જ્ઞાન છે તેની પરંપરા દેશ કાળ જાતિના બદલાયાથી અને દેહાદિક બદલાયાથી કર્મ ફળ આપવાને માટે અટકાવરૂપ થતાં નથી.

## तासामनादित्वं चाशिषो नित्यत्वात् ॥ १०

પ્રાણીમાત્રને હું સદા સુખી રહું કદાપી મરૂં નહિ એવી ઈચ્છા હંમેશ રહે છે. આવા પ્રકારનો સંસ્કાર અનાદિ છે. માણસ બ્રહ્માથી ઉત્પન્ન કર્યો ત્યારથી તે પ્રલય સુધી પોતાનો દેહ છોડવા ઈચ્છતો નથી. પરંતુ સૃષ્ટિ ક્રમને લીધે તેની ઈચ્છા વિરૂદ્ધ શરીર તેને છોડવું પડે છે. ત્યારે એ માણસ પુત્ર પૌત્ર પ્રપૌત્ર રૂપે પોતાનો દેહ કાયમ રાખે છે. દૃષ્ટાંત તરીકે કોઇ માળીએ એક કયારામાં ગુલાબનું વૃક્ષ રોપ્યું હતું તે મરી જશે એમ જાણી તે વૃક્ષ કાયમ રહેવા સારૂ તેમાંની એક ડાળી કાપી બીજે ઠેકાણે કલમ કરી રોપી. કાળે કરી પહેલું રોપેલું વૃક્ષ મરી ગયું એ કલમ ઉગીને મોટું ઝાડ થયું એ ઝાડ મરવાનું થયું એટલે વળી પાછી કલમ કરી એ પ્રમાણે પરંપરા પ્રલયાંત સુધી ગુલાબના ઝાડની દેહ અમર કાયમ રહી શકી. તેજ પ્રમાણે પ્રત્યેક દેહના તત્વો અને ઈંદ્રિયો રસ રૂપ વીર્યદ્વારા પોતેજ દેહરૂપે પ્રલયાંત સુધી વંશ પરંપરા કાયમ રહે છે. તેમજ એ માણસની વિદ્યા અને મન ઈત્યાદિ લોકોમાં બોધ કરી સ્મૃતિ સંસ્કાર રૂપે કાયમ રહે છે. જેવી રીતે કે હનુમાન, ભીષ્મ, ગ્રંથકર્તાઓ, કવીઓ, વકતાઓ, હજારો વર્ષ ઉપર થઇ ગયા તેઓની સ્મૃતિ અને જ્ઞાન સર્વ સમષ્ટિમાં કાયમનું કાયમ છે. શ્રી રામચંદ્રજીના

પરાક્રમ તથા શ્રી કૃષ્ણના ગુણ કર્મ સ્વભાવ પ્રત્યેક આર્ય સ્ત્રી પુરૂષ બાલકના હૃદયમાં મૂર્તિ રૂપે જેવાંને તેવાં ખડાં છે. હવે પછી તે તેવાંજ સ્મરણમાં કાયમ રહેશે. આવી રીતે મનુષ્ય પોતાનો દેહ અને ગુણ કર્મ સ્વભાવ હંમેશને માટે કાયમ રાખે છે.

हेतुफलाश्रयालम्बनैः संगृहीतत्वादेषामभावे तदभावः ॥ ११

હવે વાસનાનો ક્ષય કેવી રીતે યોગી કરી શકે છે તે કહે છે. દૃષ્ટાંત તરીકે કોઇ પુરૂષને કોઈ સ્ત્રી સાથે પૂર્વ જન્મની વાસનાથી કરીને સંભોગ કરવાની ઇચ્છા થઇ તો તેનો નાશ નીચે પ્રમાણે થાય છે.

અવિદ્યા એ હેતુ છે. મનુષ્ય જાણતો નથી કે મને પરસ્ત્રી સંગ કરવાથી ચાર પ્રકારની શીક્ષા થશે. તેનું નામ અવિદ્યા કહેવાય.

૧ પારકું ઘર વિશ્વાસઘાત કરી ભાંગવાથી અને તેના લગ્નના કોલકરારો નો વિશ્વાસઘાત કરવાથી તે સ્ત્રીનો સ્વામી મારા ઉપર કોપાયમાન થઇ મને રાજાની કોર્ટમાં ઘસડાવી શીક્ષા કરાવશે.

૨ સર્વ જન સમુદાય મહાજનો અને સત્પુરૂષો તિરસ્કાર અને અપમાનની દૃષ્ટિએ જોશે અને તેવા વ્યભિચારી મનુષ્યને કોઇ પોતાના ઘરમાં પેસવા દે નહિ એટલુંજ નહિ પણ બધા મળી તેને માર મારશે કે જેવી રીતે આ માણસનું સુખ અને ઘર ડુબાડી ફજેતી કરી તેવીજ રીતે આપણા ઘરની પણ ફજેતી કરશે.

આ લોક શીક્ષા કહેવાય છે.

૩ વ્યભિચારી માણુસ હમેશ ધાસ્તીમાં રહે છે કે રખે કોઇ દેખશે અગર જાણુસે. એટલા માટે એને જુઠા લાકડાં લડાવી જુઠા શાક્ષી પુરાવા વીગેરે કરવું પડશે. મરતી વખત એને સમણામાં પણ એવો ભય રહે છે કે આ મને વ્યભિચાર જન્ય રોગો થયા, આ કોઇએ જાણ્યું, આ હું પકડાયો એમ વારંવાર ધાસ્તિમાંને ધાસ્તિમાં ધ્યાન ધંધો રોજગાર ઇત્યાદિમાં ખલેલ થાય છે. અને એનું મન એનેજ ડંખ દઈ શિક્ષા કરે છે.

૪ ઇશ્વર તેના ઉપર કોપાયમાન થઇ આવતો જન્મ નીચ યોનીમાં આપે છે. અને તેને રોગ, દુઃખ, દારિદ્રય, અપકીર્તિ, પરાજય ઇત્યાદિ આપે છે.

ફળ—જન્મ આયુષ્ય અને ભોગ એ એનાં ફળ છે.

આશ્રય—ચિત્ત એ આશ્રય.

આલંબન—શબ્દાદિ વિષયો તે આલંબન.

વ્યભિચારીને સ્ત્રી એ આલંબન કહેવાય

ઉપર લખેલી ચાર વસ્તુ ન હોય તો વાસનાનો ક્ષય થાય છે. તે નીચે મુજબ

વ્યભિચારીને વ્યભિચાર કરાવનારી જે સ્ત્રી છે તે ઓચિંતી મરી ગઇ તો પછી કોની સાથે કરે? એટલે તેનું આલંબન ગયું.

એ માણસને ધર્મ જ્ઞાને કરીને જન્મ આભોગવડે આવતા જન્મમાં નઠારા ફળ પામવાં પડશે તેથી અને કાયદાની શિક્ષાના ભયથી માણસ વ્યભિચાર કરતો અટકે છે. ચિત્ત આશ્રય જે સ્ત્રીનું ચિત્તમાં ચિંતન કરે છે તે ચિત્તને પલટાવી નાંખી સ્ત્રીને બદલે ઇશ્વરનું ધ્યાન ધરે તો વ્યભિચારની બુદ્ધિ જતી રહે છે.

**अतीतानागतं स्वरूपतोऽस्त्य ध्वभेदाद्धर्माणाम् ॥ १२**

ધર્મ ધર્મી અથવા ગુણ ગુણી કાલભેદે કરીને દેખાય એટલે વર્તમાન સ્થિતિમાં હોય અથવા તો ભૂત કે ભાવિ કાળમાં હોય છતાં સર્વ સ્થળે ધર્મ તો એક સરખોજ છે. જેવી રીતે કે રામદાસ નામનો પુરૂષ પોતાના બૈરાં છોકરાં સાથે પોતાના ઘરમાં જમવા બેઠો છે. તેનો સ્વભાવ હસમુખો માયાળુ પરોપકારી છે. તે રોજના ૧૦૦) રૂા. કમાય છે વીગેરે તેને તેનો એક મિત્ર મળવા આવ્યો. તે મળ્યો. વાત ચિત કરીને ચાલ્યો ગયો આ મુલાકાત થઇ તેને વર્તમાન કાળમાં તેના ગુણ કર્મ સ્વભાવ અને ધર્મ દેખાય છે એમ સમજવું. હવે એ માણસ બહારગામ કોઇ કામે ગયો તે વખતે તેજ મિત્ર તેને મળવા બીજી વખત આવ્યો. ત્યારે તેની સ્ત્રીએ જવાબ દીધો કે એતો ઘરમાં નથી ત્યારે પેલાએ કહ્યું કે હમણાં હતાને? તેણે કહ્યું અત્યારનીજ ગાડીમાં ગયા એનું નામ ભૂતકાળ કહેવાય. પેલાએ પૂછ્યું ક્યારે આવશે. કહ્યું કે કાલે સાંજની ગાડીએ આવશે તેનું નામ ભવિષ્યકાળ કહેવાય. આ પ્રમાણે ભૂત વર્તમાન અને ભાવિ એ ત્રણે કાળમાં રામદાસનો ધર્મ અથવા રામદાસના ગુણ કંઇ બદલાયો નથી કે કાંઇ જતું રહ્યું નથી. રામદાસ હતો તેનો તેજ છે. તે રામદાસ મટીને હાથી કે ઊંટ નથી થયો. મનુષ્ય તેને વર્તમાન કાળમાં દેખે છે અને ઇશ્વર તેને ત્રણે કાળમાં દેખે છે. રામદાસ બહારગામ ગયો હતો તે વખત પણ ઇશ્વર તેને જોતા હતા જમતો હતો ત્યારે પણ જોતા હતા અને આવશે એ ભવિષ્યને પણ જોતા હતા કે રામદાસ તો તેનો તેજ ત્રણે કાળમાં છે. તેથીજ ઇશ્વરને કાલાતિત કહે છે

અથવા પદાર્થો પરમાણું રૂપે નિત્ય છે. અને તેનો ધર્મ અથવા ગુણ તે પણ ત્રણે કાળમાં નિત્યજ છે. તેમજ દ્રષ્ટા સાક્ષી જે ચિદ્રૂપ છે તે નિત્ય છે. "નથી" એટલે અભાવમાંથી કદાપી ભાવ પેદા થતો નથી. "અસ્તિત્વ" એટલે ભાવ છે. તેમાંથીજ આ જગતનું અસ્તિત્વ છે. અભાવમાંથી ભાવ પેદા થતો નથી. અને ભાવમાંથી ભાવ જતો રહેતો નથી. એટલે ત્રણે કાળમાં તે એક સરખોજ છે. જે કંઇ મિથ્યાભાસસમાન છે. તેના આકારનો પરિણામ થયા કરે છે. એટલે નામ અને રૂપ પલટાયા કરે છે.

ते व्यक्तसूक्ष्मा गुणात्मानः ॥ १३

સત્વ રજ એ ગુણ રૂપે એ પરમાણુઓ સુક્ષ્મ છે અને વ્યકિત રૂપે છે. ધર્મ ત્રણે કાળમાં એક સરખો છે એટલુંજ નહિ પણ સૂક્ષ્મરૂપે તે ગુણ ત્રયનું સ્વરૂપ છે તે જયારે ઘનીભૂત થાયછે ત્યારે જગતના પદાર્થ રૂપે દૃષ્યમાન થાય છે

परिणामैकत्वाद्वस्तुतत्त्वम् ॥ १४

પરિણામ એક સરખું હોવાથી વસ્તુ તત્વ એકજ છે એમ સમજાય છે. પ્રકૃતિ જયારે સામ્યાવસ્થામાં હોય છે ત્યારે સત્વ રજ તમ એવા ગુણ ભાસતા નથી. તેવા એ ગુણોના ધર્મો કયાંથી દેખાય? પરંતુ જયારે પ્રકૃતિ ક્ષોભ પામે છે અને સામ્યાવસ્થા છોડે છે ત્યારે સત્વ પ્રધાન ગુણની સાથે રજ અને તમોગુણ ગૌણ રૂપે રહે છે એ ત્રણે ગુણોનુ સમસ્ત સ્વરૂપ સમુદ્રને મહતતત્વ કહે છે. એ દરેક પરમાણુમાં ત્રણ ગુણ છે. અને એ ત્રણ ગુણ વસ્તુતઃ એકજ વસ્તુ છે. પ્રકૃતિ દ્રવ્યનો ક્ષોભ થાય તેથી કરીને એક ગુણના વધતા ઓછાપણું હોય તેના પ્રમાણમાં તેના ત્રણ વિભાગ કરેલા છે. દૃષ્ટાંત તરીકે ગરમી એ વસ્તુ એકજ તેને માપવા માટે એક થરમામેટર બનાવ્યું. જગતની સમસ્ત ગરમી ૧૧૧ ડીગ્રી છે. એ ૧૧૧ ડીગ્રીનું નામ સામ્યાવસ્થામાં પ્રકૃતિ છે. હવે એમાંના દરેક વિભાગનું નામ સત્વ રજ તમ એવા ગુણ રૂપે પાડેલું છે. ૧ ડીગ્રીથી માંડીને ૩૭ સુધી બરફ થઇ જાય છે. એટલે ગરમી જણાતી નથી. આનું નામ તમોગુણ પાડયું છે. હવે ૩૮થી માંડીને ૭૪ ડીગ્રી સુધીની ગરમીનુ નામ રજોગુણ એવું પાડયું છે. તેમાં કંઇ એક ગરમી લાગે છે. અને ૭૫ થી ૧૧૧ ડીગ્રી સુધી દાઝી બળી ખાખ થઇ જાય તેનું નામ સત્વ ગુણ કહેવાય છે. એટલે કે એમાં ઘન પદાર્થ ભાસતા નથી. ઘન પદાર્થ એટલે બરફના કકડા કકડા થઇ શકે છે પણ ગરમી જે કંઇ વસ્તુ છે તેના વિભાગ થઇ શકતા નથી. તે પ્રમાણે પ્રકૃતિ એક છે તેની ગરમીના ૧૧૧ જે ભાગ

જે તે આ સર્વ જગતના પદાર્થ છે. ફક્ત તેમાં તફાવત માત્ર ગરમીના વધતા ઓછા પ્રમાણનો છે. એટલે આખું જગત એકજ તત્ત્વ છે. પ્રકૃતિ એટલે પરમાણુંઓનો જથો પરમાણુ રૂપે તે નિત્ય છે. અને ગરમી રૂપી જે જીવન તત્વ છે તે જ્ઞાન સ્વરૂપ બ્રહ્મ ચૈતન્ય પણ એકજ છે. અને તે પ્રકૃતિના દરેક પરમાણુંમાં છે. પરમાણુઓથી આકાર રચાય છે. એ આકારને અર્થસહિત જે વેદવાણી છે તેમાં નામ આપ્યાં છે તેથી નામ અને રૂપ પ્રકટ થયાં. અને તેનું નામ જગતના પ્રત્યેક પદાર્થો પડ્યું. તે ક્ષણીક છે. પ્રતિક્ષણે પલટાતાં અને પરિણામ પામતાં છે. નામ અને રૂપ સ્થાયિ નથી. અનિત્ય છે. એટલે મરણ ધર્મી છે. સદ્રૂપ અને ચિદ્રૂપ અને આનંદરૂપ એ ત્રણ અવિનાશી છે. બ્રહ્મ કેવડું તે કોઇ જાણતું નથી અને કહી શકાતું નથી. તે બ્રહ્મના એક અંશમાં આખું જગત સમાયલું છે અને તે જગતના પુરૂષ અને પ્રકૃતિ એવા બે ભાગ પાડયા છે. એ પુરૂષ પ્રકૃતિમાંથી મહત્-તત્વ અહંકાર, પંચમહાભૂત, બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર દેવ, કીન્નર, મનુષ્ય અને બીજા પામર જડ અને જીવની ઉત્પત્તિ છે. એટલે જગતનાં બ્રહ્મ શિવાય બીજું કાંઇ નથી.

वस्तुसाम्येऽपि चित्तभेदात्तयोर्विभक्तः पन्था॥ १५

વસ્તુ સમાન હોય તથાપિ ચિત્ત વૃત્તિના ભેદ વડે કરીને તેઓના વિષે વાસના અને અનુભવ ભિન્નરૂપે હોય છે. જેમકે એકજ પુરૂપ તેને તેનો બાપ દીકરો કરીને કહે છે. તેનો સસરો જમાઇરાજ કરીને કહે છે. તેનો ચાકર તેને શેઠ કહીને બોલાવે છે. વીગેરે વીગેરે

न चैकचित्ततन्त्रं वस्तु तदप्रमाणकं तदा किं स्यात्॥ १६

જયારે એક ચિત્તને આધિન સર્વ વસ્તુ તંત્ર નથી ત્યારે નિરકારણ બધે સર્વ વસ્તુઓ નાશ થશે કે કેમ કારણકે તેનો આશ્રય જે ચિત્ત તે કોઇ તે બીજી વસ્તુનું ધ્યાન ધરવામાં રોકાયું છે તો તે વાતની ના પાડે છે.

तदुपरागापेक्षित्वाच्चित्तस्य वस्तुज्ञाताज्ञातम् ॥ १७

ચિત્તમાં વસ્તુનું પ્રતિબીંબ પડવાની અપેક્ષા હોવાથી વસ્તુ કવચિત્ જ્ઞાત અને કવચિત્ અજ્ઞાત રહે છે.

सदाज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्यापरिणामित्वात् ॥ १८

ચિત્તનો પ્રચાલક ઇશ્વર જે ચિદ્રુપ અપરિણામી છે. તેથી તેને સદૈવ સર્વ વસ્તુ જ્ઞાત છે. એટલે વિદિત છે. ઇશ્વર સર્વ કાંઇ જાણે છે તેને અજાણ્યું કંઇ નથી અને તેને જાણવાને કશાની અપેક્ષા નથી.

**न तत्स्वाभासं दृश्यत्वात ॥ १९**

એ ચિત્ત સ્વપ્રકાશ નથી. દૃષ્ટાને આધિન પર પ્રકાશી છે. જેવી રીતે કે કાચ અને પારો એમાં જ્યારે તે જુદાં જુદાં હોય છે ત્યારે પ્રતીબિંબ બરાબર પડતું નથી પણ કોઇ કારીગરે કાચની પછાડી પારો લગાડી તેની આરસી બનાવી હોય ત્યારે શુધ્ધ પ્રતિબિંબ પડે છે. તેવીજ રીતે Matter (મેટર) અને Energy (એનરજી.) એટલેપરમાણુ અને શુધ્ધચૈતન્ય બે એકઠાં મળે છે ત્યારે પદાર્થના આકારરૂપે દેખાય છે.

**एक समये चोभयानवधारणम् ॥ २०**

મન શબ્દનો અર્થ એ છે કે તે એક વખતે એકજ વસ્તુનું જ્ઞાન કરાવે છે. પણ જે યોગીને માયાનું આવરણ દુર થયું છે તેનું ચિત્ત અથવા મન એકી વખતે અનેક વસ્તુનું જ્ઞાન કરાવી શકે છે જેને સર્વ કાળ સર્વ વસ્તુનું જ્ઞાન છે તેજ શુધ્ધ ચૈતન્યનું સ્વરૂપ છે.

**चित्तान्तरदृश्ये बुद्धिबुद्धेरतिप्रसंगः स्मृतिसंकरश्च ॥ २१**

એક ચિત્તને જોવાવાળું બીજું ચિત્ત તે ચિત્તને જોવાવાળું ત્રીજું તેમજ એક બુધ્ધિને જોવાવાળી બીજી બુધ્ધિ બીજીને ત્રીજી ત્રીજીને ચોથી એ પ્રમાણે પરંપરા થવાથી અનવસ્થા પ્રસંગ આવશે. જેવી રીતે કે ૧૦ ને ૯એ ભાગીએ તો ૧ શેષ રહેશે તે ઉપર મીંડુ ચઢાવીએ અને પાછા ૯એ ભાગીએ તો ફરી એકજ રહેશે એમ ઉત્તરોત્તર થયા કરશે. અને છેડો કદાપિ આવશે નહિ અને અનવસ્થા પ્રાપ્ત થશે.

એક ચિત્ત વૃત્તિનો અનુભવ કરવા માટે જો બીજાં ચિત્ત રચાય તો સ્મૃતિમાં ગરબડ થઇ જશે. એક પછી એક ક્રમે ક્રમે સંસ્કારના આશયમાં-સ્મૃતિની પરંપરા તુટી જાય તો સર્વ સ્મૃતિ એકદમ સામટી થવાથી ભેળ સેળ અને ગરબડ થઇ જાય અને કંઇપણ નિર્ણય થઇ શકે નહિ.

**चित्तेरप्रतिसंक्रमायास्तदाकारपत्तौ स्वबुद्धिसंवेदनम ॥ २२**

પ્રકૃતિ જડ હોવાથી તેમાં જ્ઞાન થઇ શકતું નથી પણ "ચિદ્" માંથી "ચિત્" પેદા થયું છે અને ચિત્તનો એક ભાગ તે મન છે તેથી કરીને તે થોડે થોડે અંશે ચિદ્ રૂપ છે. તેથી તે ચૈતન્ય હોવાથી જ્ઞાન ધારણ કરી શકે છે. તે જ્યારે સ્થિર હોય છે એટલે નિરૂદ્ધ અવસ્થામાં હોય છે ત્યારે જેટલા ક્ષણ તે સ્થિર હોય છે અને જેનું ધ્યાન ધરે છે તેનું જ્ઞાન થાય છે. તેથીજ ધ્યાતા ધ્યેય રૂપ થાય છે. અને જે ધ્યેય છે તેનો સાક્ષાત્કાર થાય છે એટલે પ્રત્યક્ષ અનુભવ જ્ઞાન થાય છે.

दृष्ट दृश्योपरक्तं चित्तं सर्वार्थम् ॥ २३

એક તરફ દીવેલનું કોડીયુ અને દીવેલ ભેગાં કરી મૂકેલાં છે. બીજી બાજુએ કાડીની પેટી પડી છે કે જેને ફોસફરસ નામનો અગ્ની લગાડેલો છે. વિચાર રૂપ ઘર્ષણ કરવાથી અને કોડીયાની દીવેટ સાથે અગ્નોનો સબંધ થવાથી દીપ રૂપ જ્ઞાન જયોતિ પ્રકટ થાય છે. અને તે દીવો સર્વ પદાર્થને જેવાને તેવા આકારમાં દેખાડે છે. દૃષ્ટા સર્વજ્ઞ છે. અને દૃષ્ય એટલે પ્રકૃતિ સર્વ દૃષ્ય વસ્તુ છે. એ બંનેનો સંયોગ થવાથી સર્વ જ્ઞાન પ્રકટ થાય છે.

तदसंख्येयवासनाभिश्चित्रमपिपरार्थं संहत्याकारित्वात् ॥ २४

નાના પ્રકારની વાસનાનો જાણે એક કાંદાની ગંધફીનો ગોળો હોય તેવું અથવા તો નાના પ્રકારની સુગંધીમય ગોળો હોય તેવું સ્વરૂપ છે. તે કોઇ વેપારીએ અથવા માળીએ વખારમાં પોતાને માટે એકઠી કરી રાખી નથી. પણ કોઇ પૈસાદાર પુરૂષને વેચવા માટે ભરી રાખી છે. તે પ્રમાણે મનરૂપી વેપારીએ ચિત્તાશયમાં ભરી રાખેલી અનંત વાસનાઓ પોતાના ભોગને માટે નથી પણ કોઇ પૈસાદાર પુરૂષને માટે એટલે જીવ રૂપ ચૈતન્યને માટે છે.

विशेषदर्शिन् आत्मभावभावनावि निवृत्तिः ॥ २५

જેણે શાસ્ત્રનો અભ્યાસ કરી વિદ્યા સંપાદન કરી કેવી રીતે વર્તન કર્યાથી અથવા યોગાભ્યાસથી વિવેક જન્ય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેને આત્મા શું છે? અનાત્મા શું છે? સુખ દુઃખ શું શું કયાંથી ઉત્પન્ન થાય છે? કયાં કયાં સાધન ક્રિયા બલ જ્ઞાન મેળવવાથી કાર્ય સિદ્ધ થાય છે એ જાણ્યું તેને આત્મા એ શું વસ્તુ છે તેની જીજ્ઞાસા પરિપૂર્ણ થાય છે અને જે કાંઇ જાણવાનું હતું તે મેં જાણ્યું જે મેળવવાનું હતું તે મેળવ્યું હવે કાંઇ કરવાનું કે મેળવવાનું છે નહિ એ વિષયની જીજ્ઞાસા તૃપ્ત થઈ જાય છે.

तदा विवेकनिम्नं कैवल्यप्राग्भारंचित्तम् ॥ २६

જે વખતે વસ્તુ વિવેક પ્રાપ્ત થાય છે એટલે દૃષ્ટા અને દૃષ્ય એ બેનું સ્વરૂપ યથાર્થ જાણુવામાં આવે ત્યારે કૈવલ્યના પુર્વ લક્ષણો જાણુવામાં આવે છે. અને દીર્ધકાળ સુધી ક્રમે અભ્યાસ ચાલુ રાખવાથી મનમાં જે સંશય રહ્યો હોય તે દૂર થઇ જાય છે. અને ભગવાનને પ્રસન્ન કરવા માટે આ જગત રૂપ લીલા માયાએ વિસ્તારી મૂકી છે આ પ્રમાણે જાણવાથી માયાનું જડ સ્વરૂપ જાણુવામાં આવે છે અને શુધ્ધ ચૈતન્ય સાક્ષી આત્માનું ચિદ્રુપ સ્પષ્ટ જણાય છે. આવી તરેહના વિવેક જ્ઞાનથી મોક્ષ સિદ્ધ થાય છે.

**तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः ॥ २७**

પુર્વ સંસ્કારને લીધે આવી આત્મજ્ઞાનની અનંતધારા અસ્ખલિત વહેવામાં ખલેલ પડે છે. અને કોઇ વખત એમ લાગે છે કે માયીક પદાર્થના અવલંબનથી સુખ અને આનંદની પ્રાપ્તિ થાય છે. આત્મા આનંદ સ્વરૂપ છે. એ વાત ભૂલી જવાય છે.

આત્માજ પ્રેમાસ્પદ અને સુખધામ છે એતું પણ વિસ્મરણ થાય છે. આત્માને કોઇ પણ અવલંબનની જરૂર નથી. માયા જડ છે. જડમાં ચૈતન્ય સુખ અને આનંદ હોઇ શકેજ નહિ. એવી તરેહના જ્ઞાનનું વિસ્મરણ થાય છે.

**हानमेषां क्लेशावदुक्तम ॥ २८**

આ પ્રકારના ફુસાવટની જાળને કાપી કાઢવા માટે પંચ ક્લેશ નિવૃત થવા માટે જે જે ઈલાજો આ શાસ્ત્રમાં બતાવ્યા છે તે કરવાથી ભ્રમ નિવૃત થશે.

**प्रसंख्यानेऽप्य कुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः ॥ २९**

સાંખ્ય શાસ્ત્રમાં કહેલાં ૨૭ તત્વનું યથાર્થ જ્ઞાન થયે તેમજ દ્રવ્યગુણ કર્મ સામાન્ય વિશેષ અને સમવાય પદાર્થોનું યથાર્થ જ્ઞાન થવાથી ધર્મમેઘ નામક સમાધિ પ્રાપ્ત થાય છે. અને ઇશ્વરી જ્ઞાન યથાર્થ સ્પષ્ટ થાય છે. આવી તરેહનું જ્ઞાન સર્વ યોગીઓને અને સર્વ ધર્મ પ્રચાલકોને વિશેષે કરીને જાણવામાં આવે છે. તેથી એ માર્ગદર્શક આચાર્યોને અમુક મનુષ્યોમાં ધર્મ પ્રચારવો તેટલું કામ કરાવીને ઇશ્વર પાછા ખેંચી લે છે.

આ ધર્મમેઘ ધારાથી જેનું અભિમાન નષ્ટ થયું છે તેને શાંતિ વિનય, પવિત્રતા, સત્ય, સુખ અને આનંદ પ્રાપ્ત થાય છે અને જે અષ્ટ મહાસિદ્ધિ અને નવનિધિ ઇત્યાદિ જે યોગજન્ય સિદ્ધિઓ છે તે તેની આગળ દાસાઓ તરીકે ખડી થઇ રહે છે. જ્યારે યોગી તેમાં લપટાતો નથી ત્યારે તે કૈવલ્ય ધામને પામે છે. અને કૈવલ્યે માર્ગમાંથી પાડી નાખનાર આ વિઘ્નરૂપ સિદ્ધિઓ છે એમ માની તે બેદરકાર રહે છે.

સાંખ્યશાસ્ત્રમાં કહેલાં સત્તાવીશ તત્વો નીચે મુજબ.

પાંચ કર્મેન્દ્રિય પાંચ જ્ઞાનેન્દ્રિય પાંચ પ્રાણ=૧૫, ૧૬ મન, ૧૭ બુધ્ધિ, ૧૮ ચિત્ત, ૧૯ અહંકાર, ૨૦ જીવ ૨૧ પ્રકૃતિ, ૨૨ ઇશ્વર, ૨૩થી૨૭ પાંચ મહાભૂત્ મળી ૨૭ તત્વ છે.

**ततःक्लेशकर्म निवृत्तिः ॥ ३०**

આ પ્રમણે કરવાથી ક્લેશ અને કર્મની નિવૃત્તિ થાય છે.

**तदा सर्वावरण मलापेतस्य ज्ञानस्यात्यानन्त्याद् ज्ञेय मल्पम् ॥ ३१**

આવી તરેહથી સર્વદા સર્વથા આનંદ સ્થિતિ પ્રાપ્ત થવાથી અને મલ વિક્ષેપ અને આવરણ એ જીવ ચેતનમાંથી ધોવાઇ જવાથી ઉંચે ઉડતા ગરૂડ પક્ષીની દ્દષ્ટી પ્રમાણે જ્ઞેય થોડુંજ રહે છે. બુદ્ધિસત્વને જે પ્રાણ ઘેરી રાખે છે તેનું નામ આવરણ છે. જેમ સૂર્યને પ્રકાશ થતાં વાદળાં આવરે છે તેમ બુદ્ધિ સત્વ સ્વંય પ્રકાશ છે. વાદળાં ખસી ગયાં એટલે પછી જાણવાનું અથવા એ પ્રકાશ બાકીજ રહે છે.

**ततः कृतार्थानां परिणामक्रम समाप्तिर्गुणानाम ॥ ३२**

જ્યારે સર્વ જ્ઞાન એટલે સ્વયંજ્યોતિનો સાક્ષાત્કાર થાય છે ત્યારે કૃત કૃત્ય થએલા યોગીના ચિત્તના સત્વ રજ તમ ગુણોના પરિણામની પરંપરા મટી જાય છે પરિણામ એટલે એક પ્રકારમાંથી બીજા પ્રકારનું થવું અથવા એક જાતિમાંથી બીજી જાતિમાં જવું તે બંધ થાય છે.

**क्षणप्रतियोगी परिणामापरान्तनिर्ग्राह्यः क्रम ॥ ३३**

પ્રત્યેકક્ષણે પલટાતા ચિત્તની પરંપરા એક સરખી ચાલી રહી છે તેથી આ પછી આ થયું હતું થાય છે થશે એવી કાળની ગણના થાય છે પણ જેની એ પરંપરા જતી રહી છે અથવા વિરામ પામી છે ત્યાં ભૂત ભાવિ કાળ છેજ નહિ સ્વયંજ્યોતિ પ્રકાશમાં સદા સર્વદા વર્તમાન કાળજ પ્રવર્તે છે તેથી તે યોગી કાલાતિત કહેવાય છે અથવા તો કાળને ઓળંગી ગયેલો એમ કહેવાય છે.

**पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं स्वरुपप्रतिष्ठावा चिति शक्तिरिति ॥ ३४**

જ્યારે ગુણત્રય પોતાનું કાર્ય (એટલે પરિણામ પામવું.) અને પરસ્પર વિરોધ કામ કરી શકતા નથી ત્યારે તે કમજોર થઇ પ્રતિલોમ્ ક્રમપૂર્વક લયમાં જાય છે. એનેજ ચૈતન્ય રૂપ થવું અથવા તો સ્વ સ્વરૂપમાં સ્થિતિ અથવા મોક્ષ કહે છે.

જે જીવો પોતાના આત્મ સ્વરૂપનું ભાન ભૂલી ભૂતની માફક અંધારામાં ભટકતા હતા તેમને કરૂણાકર મહામાયા જગદંબાએ ચોર્યાસી લક્ષ યોનીઓમાં જન્મ આપી સુખ, દુઃખ, સ્વર્ગ. નર્ક, વૈભવ, જન્મ મરણ, આદિ પ્રકૃતિના

સર્વ ધર્મ અને પરાક્રમ તથા જોર બતાંવી બ્રહ્મ વિદ્યાવડે જગતનો અનુભવ અપાવી ચિદાનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો તે જગદંબાને અમે વારંવાર પ્રણામ કરીને ચિદ્રુપથી ભિન્ન છે કે અભિન્ન છે તે કહેવાને અમે સમર્થ નથી. અદ્વૈત ભાવમાં સ્થિત્ય અનુભવ થયા પછી જ્યાં હું તું તે આ ઇત્યાદિ ભેદ રહિત થયા પછીની સ્થિતિ જે અવાંડૂ મનપ ગોચર છે તેનો અનુભવ કેવા રીતે દર્શાવીએ? જે જે શબ્દમાં લાવીશું ત્યાં ત્યાં દોષ આવશે. નથી દ્વૈત કહેવાતું નથી અદ્વૈત કહેવાતું માટે શ્રુતિને શરણ જઇએ છીએ.

જ્યાં અદ્વૈત બ્રહ્મ છે ત્યાં કોણ કોને સ્તવે? અને નિગુણને વર્ણી પણ કેમ શકે? માટે મુંગે કું સ્વપનો ભગ્યો, સમજ સમજ પસ્તાય, તેવી સ્થિતિ છે.

આવી સર્વ ચૈતન્ય રૂપ અનાદિ વિકારવાન જડમાયા અને આદી અનંત ચિદ્રુપા બ્રહ્મવિદ્યા કે જે બલરૂપ છે. બલ આપનારી છે, તે અમારા આર્ય દેશ બધુઓ અને ધર્મ બંધુઓ (જેઓ સ્વધર્મ અને સામ્રાજ્ય ખોઇ દુઃખ દારિદ્રય અને અજ્ઞાનમાં સડે છે. કારણકે જેની લાઠી તેની ભેંસ એ કહેવત અથવા તો બળીયાના બે ભાગ એ કહેવત પ્રમાણે અલેકઝાંન્ડર ધી ગ્રેટ આવ્યાછે આદિ વિધર્મી વિદેશીઓના ચક્ર તળે ચંપાતા) તેને સ્વધર્મ અને સ્વરાજ્ય પ્રાપ્ત કરાવી પોતાનો વરદ હસ્ત આપી આત્મબલ ઐશ્ચર્યવાન કરો તથાસ્તુઃ

જે પ્રભુએ મારા સંસ્કારાનુસાર સ્ફુરણ કરાવી આ યોગ શાસ્ત્રના આશયનો પ્રારંભ અને પૂર્ણતા કરાવ્યો તેનું મંગલ આદિ અંત અને મધ્યમાં ૐ શબ્દથી કર્યું છે તેથી આ ગ્રંથ મંગલમય છે તે સર્વનો સંસાર ભય હરી સ્વધર્મ અને સ્વદેશની ઉન્નતિ આપી જે પ્રમાણે વૃક્ષના મૂળમાં જળ સીંચવાથી પ્રત્યેક ડાળી પાંદડા થડ ફળ પુષ્પ ઇત્યાદિમાં તે પાણી ફરી વળી પોષણ કરે છે અથવા તો જ્યારે ક્ષુધા પીડીત જન થાય છે ત્યારે સર્વ ગાત્રો નબળાં પડી કામ કરતાં બંધ થાય છે પણ કાંઇ આંખ ઉપર કે કાન ઉપર પેટ ઉપર કે પગ ઉપર અન્નનો કોળીઓ મૂકી પુષ્ટ કરતું નથી પણ સર્વ કોઇ કોળીયો મ્હોડા વાટે ચાવી પેટમાં ઉતારે છે ત્યારેજ સર્વ ગાત્ર પોતાની મેળે તુષ્ટ અને પુષ્ટ થાય છે અને સઉ સઉનું કામ બરાબર કરે છે પ્રમાણે સ્વદેશ અને સ્વધર્મને સેવવાથી બીજા સર્વ હુન્નરો અને કાર્યો તથા સર્વ વિદ્યા તુષ્ટ અને પુષ્ટ થાય છે તેથી કરીને અંતમાં તે દીન દયાળ કરૂણામય મંગલ સ્વરૂપ ભક્ત વત્સલ ભગવાનનું ધ્યાન ધરું છું. જે

ભગવાને પોતાના ભકતનું રક્ષણ કરવા માટે મહાભારતના યુદ્ધમાં હું હાથમાં શસ્ત્ર નહિ ધરૂં એવી ભગવત પ્રતિજ્ઞા કરી હતી. તે ભીષ્મને કાને આવતાં તરતજ તેમણે કહ્યું કે હું ભગવાનનો ખરો ભકત ક્યારે કે તેમના હાથમાં શસ્ત્ર લેવડાવું. એમ કહી યુધ્ધમાં અર્જુનના ઉપર બાણની વૃષ્ટિ કરવા માંડી અને ઘોર સંગ્રામ જાગ્યો. અર્જુનને મૂર્ચ્છા થઇ તે વખત મહાનુભાવ ભકત વત્સલ ભગવાને વિચાર્યું કે હવે જો આ મહાવીર ભિષ્મનું બાણ અર્જુનને વાગશે તો અર્જુન ગતપ્રાણ થશે, અને પાંડવોનો પરાજય થશે એમ ધારી આ ધર્મસંકટ પ્રાપ્ત થયે ભકતાધિન ભગવાને ભિષ્મ કે, જે પોતાના ભકત હતા, તેની પ્રતિજ્ઞા સફળ કરવી તેમજ અર્જુનનો પ્રાણ બચાવવો એ માટે ત્રીજો રસ્તો કાઢ્યો. ચારે પાસથી ભિષ્મના તિવ્ર બાણની વૃષ્ટિ થવા લાગી તે સમયે ક્રોધાવેશમાં આવી ભગવાને એકદમ રથ ઉપરથી ભુસકો માર્યો અને ભાંગેલા રથનું એક પૈડું હાથમાં લઇ અર્જુનનું રક્ષણ કરવા માંડયું. અને કૌરવપક્ષને પોતાની પીઠ ન બતાવતાં પોતાના શરીરમાં બાણ લાગવાં દીધાં. અનેક બાણોથી લોહીએ નીગળતા એ ભગવાન મદોન્મત હાથીની સામે જેમ સિંહ ઘૂરકે તે પ્રમાણે રથના પૈડાંનું ચક્ર ફેરવવા લાગ્યા. ક્રોધ વડે જેમની આંખ રાતી થઇ છે, ભૃ ઊંચી ચડેલી છે, જેમનો પીળો વાઘો અને પિતામ્બરનો કચ્છો વાળેલો છે, તે પીળાને બદલે કંકુ છાંટયું હોય તે પ્રમાણે રકતથી ભીંજાઇ ગયેલો છે, તેવા ભગવાનને જોઇ તે સમયે કૌરવ સૈન્યમાંથી જય જય કારના પોકાર થયા; અને ભીષ્મે ગર્જના કરી કહ્યું કે "હાથમાં શસ્ત્ર લેવડાવ્યુ" તે વખત સૂર્ય, ચંદ્ર, ગ્રહ, તારા, નક્ષત્રો પોતાનો નિર્મીત માર્ગ ચૂકી ચળવા લાગ્યા. આખું બ્રહ્માંડ ખળભળી ઉઠયું. સદાશીવે પોતાનું ત્રીજું નેત્ર ઉઘાડયું અને જ્યાં ત્યાં અગ્નિની વૃષ્ટિ થવા માંડી. પ્રલયનો સમય આવ્યો એમ જાણી સદાશીવે નૃત્ય કરવા માંડયું. સાગરમાંથી જળ સુકાવા માંડયું અને માંછલાંઓ ત્રાહ ત્રાહ પોકારવા માંડયા. ભૂ કંપ થઇ પૃથ્વી ડોલવા માંડી. તે સમયે શ્રી ભગવાને સર્વને ધૈર્ય આપવા માટે પોતાનું ઉત્તરીય વસ્ત્ર આકાશમાં ઉરાડયું અને કહ્યું કે જે સત્યને આધારે આ નિરાધાર વસ્ત્ર આકાશમાં સ્થિત છે તે સત્ય ચળ્યું નથી, ભગવત પ્રતિજ્ઞા મિથ્યા થઇ નથી, વેદ વાકયો અસત્ય નથી, તમે કોઇ ગભરાશો નહિ. પ્રલય થવાનો નથી. મેં તો સારથીનો ધર્મ બજાવ્યો છે. સારથીનું કર્તવ્ય કર્મ છે કે મહારથી જ્યારે મૂર્ચ્છીત હોય તે વખત તેના પ્રાણનું રક્ષણ કરવું. જો તમે મને ઇશ્વરાવતાર ગણતા હો તો ઇશ્વરનું કર્તવ્ય કર્મ છે કે ભિષ્મ જે મારા ભકત છે તેમની પ્રતિજ્ઞા સફળ

કરવી તેમજ અર્જુન જે મારો ભક્ત છે તેને સંકટ સમયે સહાય કરવી તે ધર્મ હું ચૂક્યો નથી. વળીકોઇ પણ શાસ્ત્રમાં ભાંગેલી ગાડીના પૈડાંને શસ્ત્ર કહ્યું નથી. તેથીભગવત પ્રતિજ્ઞા ભંગ થઇ નથી આ પ્રમાણે જે ભક્તવત્સલ ભગવાને ભિષ્મનું બોલવું સાચું કર્યું પોતાની પ્રતિજ્ઞા ચૂક્યા નહિ અને અર્જુનને મરવા દીધો નહિ એવા ક્રોધાયમાન થયેલા, જેના રાતાં નેત્ર છે એવા ક્રોધ વડે કરીને મુખારવિંદ ઉપરની ભ્રૂ વાંકી થઇ ગઇ છે, લોહીએ વતી નીગળતા શરીરના અને ગભરાટમાં અને શ્રમથી કેશપાશ છૂટી જેના શરીરે વિંટાયા છે, અને કપાળ ઉપર પરસેવો થયો છે, એવા ભક્ત રક્ષક, રાક્ષસોનો ધ્વંસ કરનાર, વેદ વાણી સત્ય છે તે બતાવનાર, અધર્મમાંથી દેશને ઉગારનાર, ધર્મનું સ્થાપન કરનાર ભગવાનનું હું ધ્યાન ધરૂં છું તે મારા દેશ અને ધર્મનું રક્ષણ કરો.

સતિ અને સંતની વહારે ધાનાર, તેમજ ધર્મવીર, દયાવીર, દાનવીર, અને રણવીરોને સ્વર્ગાદિ ફળ આપી વ્યવસ્થા કરનાર ભગવાનને અનન્ય ભાવે વારંવાર સ્મરૂં છું. દૂબળા માણસો જે પ્રમાણે તરફડીયાં મારી તૃણને પકડે છે તેમ આ આર્યાવર્તના વેદાનુયાયી પુરૂષો અને સ્ત્રીઓ દુઃખ દ્રારિદ્રય અને પરતંત્રતામાં ડુબ્યા છે, વ્યપાર નષ્ટ થયો છે, ઘેરઘેર કલિ અને કલેશ સંચર્યા છે, તેમના તરફથી હે ભગવન-હે ભક્તવત્સલ, શબરી જેવી અજ્ઞાન અને નીચ યોનીમાં અવતરેલી સ્ત્રીના બોર ખાનાર, ગજેન્દ્ર જેવા પશુને મૃત્યુથી મૂકાવનાર, અજામેલને નામોચ્ચારણ કરતાં તેના પૂર્વ પુણ્યનો ઉદય કરી પાપ દહન કરનાર, એવા ભગવાનને શરણે આ દેશ છે. અમારા દેશબંધુઓના પાપ તરફ આપ દૃષ્ટિ કરશો નહિ. આપ ક્ષમાવંત છો તેથી ક્ષમા કરજો અને ધર્મ સંસ્થાપન અર્થે અર્જુનને જેમ બોધ કર્યો અને સહાય કરી તે પ્રમાણે, અમો જે આપને જાણતા નથી, પણ અમને જે આપ જાણો છો, તે અમારી વહારે ધાજો

इति ॐ शांतिः शांतिः शांतिः



## પંડયાજીના વંશનું ઝાડ નીચે મુજબ.

ગોત્ર એટલે જેના વીર્યથી આ શરીર ઉત્પન્ન થયું, તે બીજના મૂળ પુરૂષનું નામ.

**વૈજવાપસ** મહર્ષિ. એ ગોત્ર છે. બ્રહ્માએ ૮૮ સહસ્ત્ર ઋષિ ઉત્પન્ન કર્યા. તે પ્રત્યેકના વંશજો છે. તે દ્વારા બ્રહ્મવિદ્યા અને વૈદિક કર્મ પરંપરાએ આયત્રિમંત્રના ઉપદેશપૂર્વક ઉત્પત્તિથી તે પ્રલયાન્ત સુધી ચાલશે. એ ગોત્રના પ્રવર્તક એટલે વંશ વધારી વિદ્યા પ્રસાર કરનાર મુખ્ય પુરૂષો ત્રણ છે. તેથી આરાં ત્રણ પ્રવર છે.

૧ પ્રવર્તક અત્રિ અને અનસૂયા પુરાણ પ્રસિદ્ધ છે.

૨ પ્રવર્તક ગવિષ્ટીર મહર્ષિ.

૩ પ્રવર્તક પૂર્વાતિથિ.

આ ત્રણ પ્રવર્તક છે. ઋગવેદાન્તરગત સાંખ્યાયિની શાખાનું અધ્યયન કરનારા તેમના વંશજો છે. તેને કેટલી પેઢી થઇ તેની ખબર નથી. પણ હાલમાં જે કંઇ છે તે લખીએ છીએ.

### મુળ પુરૂષ કોકદેવાનંદ.

એમને વિષે એમ કહેવાય છે કે તેમણે કોક એટલે અંગરખો તે દ્વારાએ ગેબી અવાજ ઉત્પન્ન કરી વેદની ઋચાઓ સંભળાવી હતી. એ કોકદેવના પિતા વત્સાનંદ કરીને હતા. તેમણે વાછરડાંની ડોક હલાવતાં મંત્રના જેવા સ્વર તેને શિખવ્યા હતા. વત્સાનંદ જ્યારે જીવતા પ્રાણી વાછરડાં પાસે વેદ ભણાવી સર્વત્ર ચૈતન્ય છે એવું દર્શાવ્યું ત્યારે તેમના પુત્ર કોકદેવાનંદે કહ્યું કે મારા પિતાએ ચેતન પાસે ચેતન બોલાવ્યું પણ હું તેમનો પુત્ર ખરો ક્યારેકે જડ પાસે ચેતન બોલાવું. એમ કહી ડગલા પાસે અવાજ કરાવ્યો તેથી તે કોકાનંદ કહેવાયા એવી દંત કથા છે. તેમના પુત્ર

### હરીહરાનંદ.

એમણે શીવરહસ્ય નામના ગ્રંથ ઉપર સંસ્કૃતમાં મોટી ટીકા રચી છે. અને સુરત શહેરના પંડિતો જ્યારે જૈન કવી મદનચંદ્રથી હારી ગયા અને દેશ દેશથી એ મદનચંદ્ર કવીને જીત બદલ ઠેકઠેકાણેથી સોનાની પુતળી તે વખત મળી હતી. (હાલમાં જેમ સરટીફીકેટો આપવાનો રીવાજ છે તે મુજબ) પણ સુરત તરફથી પુતળી અપાઇ નહિ તેનું કારણ હરીહર પંડયા તેમને જીત્યા

અને મદનચંદે, તેમને મહા વિદ્વાન ગણી રામેશ્વર ક્ષેત્રમાં જઇ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. રામેશ્વર ક્ષેત્ર સુરતથી ત્રણ ગાઉ રામનાથ ઘેલા કરીને મહાદેવ છે તે. આ મહાદેવ પંડયાજીઓના ઇષ્ટદેવ છે. કારણકે દુર્વાસાઋષિએ પંડયાજીઓને કહ્યું હતું કે આ શીવનુ સ્થાપન શ્રી રામચંદ્રજીએ કરેલુ છે ત્યાં તમને હું ઉપદેશ કરૂં છું તે મંત્રનો જપ કરી તેને ઇષ્ટદેવ માનજો. એમ કહી શીવ પંચાક્ષર મંત્ર આપ્યો. અને તે વંશ પરંપરા હજી ચાલે છે.

હરીહર પંડયાએ મદન કવિને જીત્યો અને સુરતના વિદ્વાનોનું નાક રાખ્યું. તેમને મદન કવિએ તેડવા માટે એક શ્લોક લખ્યો હતો. તે નીચે પ્રમાણેઃ—

**हरीहर परिहरगंर्वं महं कविराज गजांकुशो मदना.**

હે હરીહર પંડિત તું તારો ગર્વ તજી દઇને સુરત આવ. હું મદન નામનો કવી હાથીના માથા ઉપર અંકુશ જેવો આવ્યો છું. આ શ્લોક લઇને સુરતના વિદ્વાનો રામનાથ ગયા. અને પોતાના ગુરૂને કહ્યું કે હે ગુરૂવર્ય ! અમે તો હારી ગયા છીએ. એ વિદ્વાને આ શ્લોક લખી આપ્યો છે અને તમારી સાથે શાસ્ત્રાર્થ કરવા આવવાની ના પાડે છે તેના ઉતરમાં હરીહર પંડયાએ શ્લોકનો અર્ધભાગ લખી આપ્યો કેઃ—

**वदन विमुद्रयमदन स्मरहरचरितम्र पुरातितम.**

હે મદન હું હું કરીને તું અહંકાર શું કરી રહ્યો છે. મિથ્યા ગર્વ ત્યજી દે અને નીચું ઘાલ. હરી એટલે વિષ્ણું અને હર એટલે મહાદેવ તેને શું કરવા નિંદે છે. હરીએ તો અહંકારને મૂળથી ઉખેડી નાંખ્યો છે, અને હર જે મહાદેવ તેમણે મદન જે તું, તેને બાળી ભસ્મ કર્યો છે. માટે તારે તો નીચે જોવાનું છે.

આ જવાબ વાંચી મદન કવિ ત્યાં ગયા અને તેમની વિદ્વત્તા જોઇ દંડવત પ્રણામ કર્યા એવી દંતકથા છે.

રાઘવાનંદ.
|
વામદેવ
|
શીવાનંદ

શીવાનંદ ભણ્યા નહોતા તેમને ભોજાઇએ કૂળમાં મૂર્ખ કહ્યા એવું મેણું આપ્યું તેથી ૭ દિવસ સુધી ઉપવાસ કરી રામેશ્વરમાં રૂદ્રીજપ કર્યા. સાતમે દિવસે કોઇએ હલકી સ્ત્રીનું રૂપ લઇ તેના મુખમાં આંગળી ગોચી. તેથી તેઓ પ્રાણ ત્યાગ કરવા તાપીમાં પડયા અને કહ્યું કે હું ભ્રષ્ટ થયો હવે મારાથી વેદોચ્ચાર થશે નહિ તેથી આ જીવનનું શુ કામ છે એમ કહી આત્મઘાત કરવા જતા હતા. તે સમયે એક અદ્‌ભૂત સ્વરૂપના દર્શન તેમને તાપીના જળમાં થયાં અને શિવાનંદને કહ્યુ કે જે સ્ત્રી હતી તે સરસ્વતી હતી, અને મારી પ્રેરેલી હતી. તેં વિદ્યાને અર્થે મારૂં સ્તવન કર્યું તેથી હું પ્રસન્ન થયો છું. એટલું કહી એ સ્વરૂપ અલોપ થઇ ગયું. એટલે પ્રાણ ત્યાગ કરવાનું છોડીદઇ ઘેર પાછા આવ્યા અને ગુરૂને ત્યાં આવી અભ્યાસ કરવા માંડયો. ગુરૂ જે ભણાવતા તે ગ્રંથ તેમને એકજ વખત ભણવાથી આવડી જતો. તેમનામાં કાવ્યશકિત પણ અદ્‌ભૂત હતી તેમણે કહ્યુંકે હું જો સંસ્કૃતમાં રચના કરૂં તો વિદ્વાનોજ માત્ર સમજશે. માટે મારે સંસ્કૃતમાં રચના કરવી નહિ. પણ સાધારણ મનુષ્યો સમજે અને સ્વધર્મમાં પ્રવર્તે માટે ગુજરાતીમાંજ કાવ્ય કરવાં. તેમની બનાવેલી આરતી હજુ સુધી પણ કાશિવિશ્વનાથમાં આરતીની વખતે ગવાય છે. તેઓએ પાછળથી સન્યસ્ત લીધું હતું. તેમણે ઇશ્વર સ્તવન શીવાય બીજી કોઇ કવિતા કરી નથી. તેમણે જે સ્વરૂપ તાપીમાં દીઠું તેના વર્ણનના શ્લોક સંસ્કૃતમાં છે તેમાંનો મને એક આવડે છે. તે નીચે પ્રમાણે.

शार्दुलचर्म परिधान दिगम्बरन्तम ।
चिर्चित् जटां तिलकचन्द्र कलावसन्तम ॥
चिद्रुपिणं मति विवर्धित यज्ञ सूत्रम ।
वंदे महापुरुषमद्‌भूत चंडदेवम ॥ १

જેમણે વાઘનું ચામડું કમ્મરે વિંટાળેલું છે, જેમનું દિગંબર સ્વરૂપ છે, તેજ પુંજ એવી જેમની જટા છે, ચંદ્રની કળા જેમના મસ્તક ઉપર છે, જેમણે તિલક કર્યું છે એવું સાક્ષાત ચૈતન્યનું સ્વરૂપ અને બુદ્ધિ પ્રકાશ પામે તેવું યજ્ઞ સૂત્ર એટલે જનોઇ ધારણ કરેલું છે, એવા અદ્‌ભુત અને પ્રચંડ દિવ્યશકિત સ્વરૂપ શીવને હું વંદન કરૂં છું.

શિવાનંદનો મત એવો હતો કે આપણે એકલપેટા થઇ સંસ્કૃતમાં ભણી બેશી રહેવું નહિ પણ ગુજરાતીમાં લોકોને ધર્મનો બોધ કરવો. તેથી પહેડીઘર પહેડી વેદ અને શાસ્ત્રની સાથે પુરાણો ભણી ગુજરાતીમાં લોકોને ધર્મ સમજાવવા દર વર્ષે વંશ પરંપરા શ્રીમદ્ ભાગવત, રામાયણ આદિ

વાંચવાનું ચાલુ કર્યું. તે વખતના શંકરાચાર્યે કહ્યું હતું કે હિન્દના જગતગુરૂ અમે અને સુરતના ધર્મ ચલાવનાર અમારા બદલ આ પંડયાજીઓને માનવા. તેથી તેમની માન્યતા કાશી પર્યંતના વિદ્વાનોમાં હતી. તેમજ યદુનાથજી મહારાજ જે અત્રેના મોટા મન્દિરના આચાર્ય હતા તેમણે વૈષ્ણવોને કહ્યું કે તમારા ગુરૂ અમે, અને અમાર ગુરૂ આ પંડયાજીઓ છે; માટે બધાએ તેમની કથા સાંભળવા જવું. અને મહારાજશ્રી જાતે કથા સાંભળવા આવતા હતા.

શિવમંત્રના ઉપદેશક તરીકે હજુ સુધી અમારી પાસેથી તેઓ ઉપદેશ લેતા અને વલ્લભાચાર્યની પાસેથી વિષ્ણુના મંત્રનો ઉપદેશ લેતા હતા. આ પ્રણાલિકા ઇન્દિરાનંદ અને ચંદ્રવિધાનંદ સરકારી નોકર હોવાથી બંધ પડી. અને કથાઓ તથા ઉપદેશ પણ બંધ પડયા.

આ શીવાનંદને ત્રણ પુત્ર હતા.

રૂદ્રાનંદ–વીજયાવહુ, શંકરાનંદ (કુટસ્થ)–નાની બાલી, મંગળાનંદ, દુર્ગાનંદ–લક્ષ્મી વહુ

હરાનંદ–વીજળી વહુ

હરાનંદને ત્રણ પુત્ર હતા. તેના નામ

ઇશ્વરાનંદ, સર્વાનંદ–જયાવહુ, ગૌરીનંદ

હવે ગૌરીનંદને ત્રણ પુત્ર હતા તેના નામ

મણીનંદ–અમૃતવહુ, ત્રીપુરાનંદ–(મંગળાવહુ), લલિતાનંદ–મહાલક્ષ્મી વહુ ઉર્ફે ગીરજાગૌરી.

લલિતાનંદને ચાર પુત્ર હતા તેના નામ

ઇન્દિરાનંદ–ઇન્દિરાવહુ ઉર્ફે વીજયાગૌરી. વિધાનંદ–કુમુદાગૌરી. કમળાનંદ–વસુદાગૌરી. નર્મદાનંદ–જયંતીગૌરી.

ઇન્દિરાનંદ (આ પુસ્તકના કર્તા) તેમને બે પુત્ર અને બે પુત્રી તેના નામ.

વિરેશ્વરાનંદ. અનંતાનંદ. છોકરીના નામઃ હરસુખગૌરી ઉર્ફે માલતી ગૌરી. જયમતીગૌરી.

વિરેશ્વરાનંદ. અપુત્રવાન સ્વર્ગસ્થ. અનંતાનંદને ત્રણ પુત્ર. બે પુત્રી.

૧ કુમુદચંદ્રિકા. ૨ પદ્મકાંત. ૩ જયકાંત. ૪ જ્યોત્સ્નિવીકા. ૫ ઉષાકાંત. માલતીગૌરીને બે પુત્ર. ભરતનાથ, શતૃઘ્નનાથ. જયમતીગૌરીને બે પુત્ર લક્ષ્મીકાંત ઉર્ફે ધનેષભદ્ર, ભદ્રવીર.

વિધાનંદને એક પુત્ર. પ્રેમચંદ્ર તથા ૭ પુત્રી.

કમળાનંદને ચાર પુત્ર ચાર પુત્રી.

નર્મદાનંદને બે પુત્રી.

આ પ્રમાણે ગૌરીનંદના વંશની વંશાવળી આપી છે. મૂળ હરીનંદના પુત્ર ઇશ્વરાનંદને બે પુત્ર મહેશ્વરાનંદ અને ત્રંબકાનંદ હતા તે અપુત્રવાન હતા. હરાનંદના બીજા પુત્ર સર્વાનંદના વંશમાં ગીરજાનંદ અને અંબિકાનંદ એ બે પુત્ર હતા. તેમાં અંબિકાનંદ અપુત્રવાન અને ગીરજાનંદના પુત્ર આત્માનંદ અને મણીનંદ છે.

શંકરાનંદના પુત્ર દુર્ગાનંદ. તેના પુત્ર રૂદ્રાનંદ.

રૂદ્રાનંદને ત્રણ પુત્ર. ૧ વિજયાનંદ–રૂખમણીવહુ ૨ ઉગ્રાનંદ (મંગળાવહુ) ૩ ભીમાનંદ.

૧ વીજયાનંદનો વંશ. બે પુત્ર.

પાર્વતીનંદ–દુર્ગાવહુ, ગણપતિનંદ–કાશીનંદ–સંતોષગૌરી ઉર્ફે જયાવહુ. પાર્વતીનંદ અપુત્રવાન. ગણપતિનંદને બે પુત્ર લક્ષ્મીનંદ તથા ઉમાનંદ–ગુલાબગૌરી. લક્ષ્મીનંદ અપુત્રવાન. ઉમાનંદને ત્રણ પુત્ર. લલીતાનંદ (અપુત્રવાન), હરાનંદ (અપુત્રવાન), વિશ્વાનંદ (અપુત્રવાન).

૨ ઉગ્રાનંદનો વંશ. અપુત્રવાન.

૩ ભીમાનંદનો વંશ.

ભીમાનંદના ગંગાનંદ. તેના સાંબાનંદ–ગુલાબગૌરી ઉર્ફે અંબાવહુ. તેના શ્રી કૃષ્ણાનંદ–લલીતાવહુ ઉર્ફે વીજીયાગૌરી. તેના ચંદ્રવિધાનંદ–હીરાવહુ તેના બે પુત્ર અને બે પુત્રી.

મંગળાનંદના પુત્ર જયાનંદ તેના પુત્ર ગણપતિનંદ અને કાશીનંદ.

૧ ગણપતિનંદના પુત્ર હરીનંદ–મહીમાગૌરી (આ બાઇ કરી છે.)

હરીનંદના પુત્ર છબીલાનંદ તથા ભવાનીનંદ–અપુત્રવાન. છબીલાનંદને ત્રણ પુત્ર બે પુત્રી.

૨ કાશીનંદ–પાર્વતીવહુના પુત્ર ત્રિપુરાનંદ–પદમાગૌરી. તેના ત્રણ પુત્ર હતા અને તેઓમાના જેષ્ટ પુત્રનો પુત્ર છે.

નેપોલીયનબોનાપાર્ટે પોતાની ડીક્ષનેરીમાંથી Impossibility શબ્દ છેકી નાખ્યો હતો. એને મળતોજ વિચાર સંસ્કૃતમાં દર્શાવેલો છે. માયા

શબ્દનો અર્થ એવો છે કે અઘટ ઘટના રચીને બતાવવી તેનું નામ માયા. સર્વ શક્તિમાન ઇશ્વરની એ શક્તિ છે. માટે દંતકથાઓ ન માનવી કે માનવી એ સહુ સહુની મુનસફી ઉપર આધાર રાખે છે. ટુંકામાં આ પુસ્તક રચનાર માતાના વંશ તરફથી મહાવિદ્વાન અને પિતા તરફથી પણ વેદશાસ્ત્ર સંપન્ન કુળમાં અવતર્યા છે. આ વંશાવળી સર્વ કોઇને કંઇ ઉપયોગી નથી. પણ ગ્રંથકર્તાના વંશની ખાનગી યાદદાસ્ત માટે પોતાના વંશજોને યાદ રહેવા માટે લખી છે. બીજી દંતકથાઓ ઘણી છે પણ વિસ્તાર ભયથી આપી નથી. અને ખાનગી હોવાથી તેની જરૂર જોતો નથી. ઇતિ ૐ

